હાજરાહજુર. આપલેથી કામ ચલાવનારૂં:–રોકડિયું ઘરાક. ઉધારે નહિ રાખનારૂં. (૨)પ્રશ્નનો બરોબર ઉત્તર આપી દેનાર; હાજર જવાબી; તરત જવાબ દેનાર–વાયદેચઢાવનાર નહિ.

**રોકડી,** સ્ત્રી૦ તરતજ ચલણી નાણામાં આપી દેવામાં આવતી મજુરી તે; કડિયા સુતાર વગેરેની મજુરી–લવાજમ–રોજી કે જે અઢી ત્રણ કલાકના કામને અંતે તરતજ રોકડે નાણે આપી દેવાય છે તે.

**રોકડું,** વિ૦ તરતજ અપાય–ગણાય–વપરાય એવું; જેને માટે વાયદો થાય નહિ તેવું; તાજું–તરત અપાતું એવું; નહિ ઉધાર; તરતનું; તરત હાજર કરવાનું; ચાલુ ચલણનું–નાણું, સિક્કા વગેરે. (૨) તરત જવાબ દે એવું. હાજરાહજુર. (૩)સ્પષ્ટ; ચોખ્ખું:–રોકડો જવાબ દીધો.

**રોકણી,** સ્ત્રી૦ રોકવું તે; અટકાયત; અવરોધ. (૨) ખોટી; રોકી રાખવું તે.

**રોકવું,** ક્રિ૦ સ૦ [सं. रुध् ]અટકાવવું; ખાળવું; થોભાવવું; ખોટી કરવું; નહિ જવા દેવું; પ્રતિબંધમાં રાખવું. (૨) કામે વળગાડવું; નોકરીમાં રાખવું; કામ કરાવવા દરમાયો કરીને રાખવું.:–મેં પાંચ નોકર તેને માટે રોક્યા છે=કામે લગાડયા છે. (૩) ઘેરીલેવું; આંતરવું; ખાલી ન રહે એમ કરવું; ભરીપૂરવું–તેણે બધી જગા રોકી:–બધો માર્ગ ન રોકશો.

**રોકાણ,** ન૦ રોકવું તે; અટકાવ; અવરોધ; ખાળો. (૨) કામ સોંપી ખાળવું તે; કામ નોકરીમાં ખોટી રહેવું પડે તે. (૩) આંતરવું ઘેરીલેવું; પુરાઈ રહે એમ કરવું; દબાણ:–જમીનનું રોકાણ.

**રોકાવું,** ક્રિ૦ સ૦ અટકાવવું; ખાળવું; રહીજવું; અટકવું; (૨) ખોટી થવું; રાહ જોતા રહેવું. (૩) ઘેરાવું; ગુંચાવું. કામમાં હોવું.

**રોકું,** વિ૦ અમુક આકારનું; અમુકના જેવું; સરખું; સમાન; મળતું:–ભાલા રોકું ફળ હોય તે કટાર અને તરવાર રોકું નાનું ફળ હોય તે જમૈયો:–ભાલા રોકું શિંગડું.

**રોકુટ,** સ્ત્રી૦ રોવું અને કુટવું તે; કલ્પાંત; આક્રંદ.

**રોખ,** વિ૦ રોકડું. (૨) ના૦ ઇચ્છા; આકાંક્ષા. (૩) રૂખ. (૪) દમામ; રોફ; ભભકો.

**રોખણું,** ન૦ કજિયા ટંટામાં લોકનું ભેગા થવું તે; બખેડો; ફિસાદ. (૨) ઘોંઘાટ.

**રોખું,** વિ૦ રોકું; અમુક જેટલી કિમ્મતનું. (૨) ના૦ બળતણ; લાકડાં.

**રોગ,** પું૦ [ सं ] શરીર પ્રકૃતિનો બગાડ તે; વ્યાધિ; દરદ; આજાર; પ્રકૃતિની વિકૃતિ તે. (૨) અંદરની રીસ; મગરૂબી; અડ તે; અંતરનો આંબળો. ક્રિ૦ પ્ર૦ રોગ કાઢવો =મદ ઉતારવો; મન મનવવું. રૂ૦ પ્ર૦ રોગચાળો=રોગનો ફેલાવો–પ્રસાર તે.

**રોગરાધ,** ન૦ રોગ અને વળગાટ વગેરે તે; રોગ જેવું જે કંઇ તે.

**રોગાન,** પું૦ [ फ. ] તેલ, મીણ અને લાખ વગેરેની એક જાતની મેળવણીનું પ્રવાહી. એ લાકડાં, લુગડાં વગેરે ઉપર ચઢાવવાના કામમાં આવે છે. વારનિશ. ક્રિ૦ પ્ર૦ રોગાન ચઢાવવો=ઉપર ઉપરથી સુશોભિત કરવું; ટાપટીપ કરવી.

**રોગાની,** વિ૦ રોગાન ચઢાવેલું. (૨) રોગાન ચઢાવનાર.

**રોગિયું,** વિ૦ રોગીલું; રોગી.

**રોગિષ્ઠ,** વિ૦ રોગી; રોગથી ઘેરાયેલું. (૨) રોગ ઉત્પન્ન કરે એવું.

**રોગી,** વિ૦ રોગવાળું; માંદું; દરદી; આજારી; વિકારી.

**રોગીલું,** વિ૦ રોગી.

**રોગો,** પું૦ ચુનો.

**રોચક,** વિ૦ રૂચે–ભાવે તેવું; પ્રકૃતિને અનુકૂળ આવે એવું. (૨) લહેજતદાર; સ્વાદિષ્ઠ.

**રોચડી,** સ્ત્રી૰ જુઠ; લુચ્ચાઈ; અણુચી.
**રોચું,** વિ૰ જંગલી; અસભ્ય; અણુસમજુ.:-ગામડિયું-રોચું.
**રોજ,** પું૰ [ फा ] દહાડો; દિવસ. (૨) મજુરનો એક દિવસનો મુસારો તે; એક દિવસનું મહેનતાણું. (૩) અ૰ હમેશ; નિત્ય; સતત; દહાડી; અચ્પટ.
**રોજગાર,** પું૰ રોજનો જે ધંધો-વેપાર તે; આજીવિકા; નિર્વાહનું કામકાજ તે.
**રોજગારી,** સ્ત્રી૰ ધંધો; વેપાર. (૨) નોકરી-ચાકરી, જેથી આજીવિકા ચાલે તે.
**રોજનામું,** ન૰ રોજમેળ; રોજ ને રોજ લખાતો હિસાબ તે.
**રોજનિશી,** સ્ત્રી૰ રોજ ને રોજના કામની નોંધ પોથી તે; રોજના કામની નોંધણી; કચેરીમાં રોજ રોજ થતા કામનું ટાંચણ તે: ડાયરી.
**રોજમેળ,** પું૰ જેમાં રોજ ને રોજની જમાખરચી થતી હોય તે ચોપડી.
**રોજરોજ,** અ૰ હમેશ; નિત્ય; દરરોજ.
**રોજિંદાર,** વિ૰ રોજને મુસારે કામ કરનાર; રોકડી મજુરી લઈને કામ કરનાર.
**રોજિંદું,** વિ૰ હમેશનું; રોજનું; દૈનિક.
**રોજી,** સ્ત્રી૰ જે ધંધા રોજગાર ઉપર ગુજરાન ચાલતું હોય તે. (૨) ગુજરાન; આજીવિકા. (૩) રોજની આવક; પેદાશ તે.
**રોજો,** પું૰ [ फा ] મુસલમાની દીનમાં કહેલો દિવસનો ઉપવાસ તે; દિન ભર ખવાય નહિ અને રાતે ખવાય એવો જે ઉપવાસ તે. (૨) કબર; મોટા ને ધાર્મિક મુસલમાનની સમાધ.
**રોઝ,** ન૰ [ સં. ऋष्य ] ઘોડાની આકૃતિને મળતું એક વગડાઉ પ્રાણી; જંગલમાં રહેતું હરિણની જાતનું એક પ્રાણી. (૨) ઉંડી સમજ વગરનું; ભોળું; સાદું અને સરલ. રોઝ જેવું=અણુસમજુ. ઉ૰ રોજ રખડતો રોઝ રહ્યો.
**રોઝડી,** સ્ત્રી૰ રોઝની માદા. (૨) અણુસમજુ-અયંચળ સ્ત્રી; જેને શરીરે ખૂબ વાળ હોય અને નાગરિક-સંસ્કાર ન હોય એવી ભોળી ભલી સ્ત્રી.
**રોટલી,** સ્ત્રી૰ ઘઉં અને બાજરી વગેરેના લોટની પાતળી ગોળ ને વણેલા ખાવાની ચીજ; પાતળો-ઝીણો રોટલો તે; પાતળી ભાખરી; ખાવાનો પદાર્થ.(૨) આજીવિકા; પોષણ; ગુજરાન.
**રોટલો,** પું૰ જાડી ને મોટી રોટલી તે; ભાખરી. (૨) આજીવિકા; ગુજરાન; પોષણ. ક્રિ૰ પ્ર૰ રોટલો થઈ જવું=ચગદાઇ જવું; ચંપાવું; ચપટ થઇ જવું. રોટલો વાળવો=વાળીને બેવડ ત્રેવડ કરી નાંખવું; લોચો કરી નાંખવું; ચુંથી નાંખવું. રોટલા ભેગા થવું=આજીવિકા મળવી. વખતસર-ખાવાને વખતે જવું. રોટલો ટાળવો=કોઇની આજીવિકા ટાળવી-જતી રહે એમ કરવું; ગુજરાન તોડવું. રૂ૰ પ્ર૰ રોટલાનું ભૂખ્યું=નાદાર; કંગાલ; આજીવિકા મેળવવાને આતુર.:-રોટલાનું ભૂખ્યું નથી=આજીવિકા છે, એમ.
**રોટી** સ્ત્રી૰ રોટલી; રોટલો. (૨) ગુજરાન. રોટીવહેવાર.
**રોઠું,** વિ૰ પરિપકવ થતા પહેલાં સુકાઈ ગયેલું; કાચું; અપરિપકવ; ચીમળાયેલું. (૨) કાચું હોવાથી તુરૂં.:-રોઠી સોપારી.
**રોડ,** વિ૰ રગડા જેવું; ગાઢું; રાબડી જેવું. (૨) ખૂબ જાડું.:-જાડું રોડ છે. (૨) [अं] રસ્તો; માર્ગ; :-રીચીરોડ, સેંડહર્સ્ટ રોડ; સ્ટેશનરોડ.
**રોડું,** ન૰ પત્થર ઈંટ વગેરેના કકડો; પેંપોચો; ઈંટાળો; ભિંતમાંથી નિકળેલી ઈંટનો કકડો તે; ઢેપું.
**રોઢું,** ન૰ રોડું; ઈંટાળો. (૨) મોટું છાણું.

(૩) વિ૦ રખડતું; અથડાતું. (૨) ન ધણિયાતું.

**રોઢો,** પું૦ દગડ; મોટો સુકો લોચો.

**રોણુ,** પું૦ જોશમાં ચાલતો કજિયો; વિસાદ; બખેડો; તોફાન. (૨) રાતચોકી.

**રોતલ્રડું,** વિ૦ વારંવાર રડયા કરે એવું; રડકણું; બહુ રોનારૂં. (૨) સહેજ સહેજમાં રડી દે એવું પોચું.

**રોદણાં,** ન૦ રડતાં રડતાં દુઃખ કહેવું તે; દુઃખની વાત; જુલમ–સીતમની વાત; વિતકડાં. રોદણાં રોવાં=દુઃખની વાત કહ્યા કરવી; દુઃખ પોકારવું; રોદડા.

**રોદડા,** પું૦ રોઇને દુઃખ પોકારવું તે; રોદણાં. (૨) બડબડાટ.

**રોદન,** ન૦ [સં.] રોવું તે; વિલપન; આક્રંદ.

**રોદો** પું૦ ખાડો; ગર્ત.

**રોધ,** પું૦[ સં ] અટકાવ; પ્રતિબંધ; ખાળો.

**રોધક,** વિ૦ [ સં. ] અટકાવ કરે એવું; રૂંધનારૂં; ખાળે એવું.

**રોધન,** ન૦ [ સં. ] રૂંધાવું તે; અટકાવ; ખાળો; પ્રતિબંધ.

**રોધવું,** ક્રિ૦ સ૦ અટકાવવું; ખાળી રાખવું; અટકાવ કરવો; રૂંધવું. (૨) પુરી નાંખવું. રોકવું; ઘેરવું.

**રોન,** સ્ત્રી૦ [ અં. ] બે ચાર સિપાઇઓએ રાતની ચોકી માટે ફરવું તે; રાતની ચોકી.

**રોનક,** સ્ત્રી૦ [ફા.] છટા; મકાન અને મંડપ વગેરેનો ભભકાદાર દેખાવ તે; રચનાની શોભા. (૨ )ઝલે; તેજી.( ૩ ) નોંખ.

**રોનકદાર,** વિ૦ ઝલેદાર; સુશોભિત; છટાદાર; ફક્કડ રચનાવાળું.

**રોપ,** પું૦ રોપો; છોડવો; વનસ્પતિનો પ્રરોહ; નાનું ઝાડ.

**રોપણ,** ન૦ રોપવું તે; રોપાયેલી હાલત તે. (૨) રોપવાનું કામ તે.

**રોપણી,** સ્ત્રી૦ રોપવું તે; રોપવાનું કામ; ઘર ચાંપવાં તે; ચોપણી; વાવેતર.

**રોપવું,** ક્રિ૦ સ૦ વનસ્પતિના નાના છોડને અથવા ડાળને એક ઠેકાણેથી ઉપાડી બીજે ઠેકાણે ઘાલવાં તે; છોડ, કલમ, અને ડાળ વગેરેને એક સ્થળેથી લઇ બીજે સ્થળે જમીનમાં ખોડવાં; ચાંપવું. (૨) જમીનમાં દાટવું; ખોડવું; ઉભું કરવું; પાયો નાંખવો; સ્થાપવું; શરૂ કરવું. ઉ૦ રણજંગ રોપ્યો રાવણે.

**રોપી,** વિ૦ રોફી; ડોળી; આડંબરી.

**રોપો,** પું૦ ઉગેલા કરસણનો પ્રરોહ–ફણગો તે; છોડ; એક ઠેકાણેથી ઉખેડી બીજે ઠેકાણે જમીનમાં ઘલાય એવો ફણગો–છોડ તે. નાનું ફૂલઝાડ; નવો ઉગતો બાળ છોડ વગેરે તે; લીલી ને ફરીને મૂળ નાંખી જમીનમાં ચોંટે એવી વનસ્પતિ તે. (૨) રોપણી; રોપવાનું કામ.

**રોફ,** પું૦ [ફા.]સુંદર તેમજ તેજસ્વી દેખાવ તે; ભભકાદાર દેખાવ તે; ભભકો; ડોળ; ટાપટીપવાળી મજેની સુંદરતા તે; મોટાઇનો ને પહેરવેશ વગેરેનો છટાદાર દેખાવ તે. (૨) ડોળ; આડંબર; પતરાજ.:–રોફ મારતો નહિ, તારૂં કશું ચાલશે નહિ. (૩) પ્રતાપ; દમામ; કરપ.:–ઓધ્ધે ચઢયો પણ કંઇ રોફ પડતો નથી.

**રોફી,** વિ ટાપટીપિયું; ભભકો રાખનાર; પોષાક વગેરેનો ઠાઠમાઠ કરનાર. (૨) દેખવડું; શોભિતું; શણગારપ્રિય. (૩) શેખી; પતરાજખોર; ડોળી; આડંબરી; ગર્વી.

**રોબ,** પું૦ [ અં. ] મોટો ઝુલતો રહે એવો ડગલો; ઓઢો; મોટો ખભેથી નાંખવાનો ઓચલો.

**રોબડ,** વિ૦ અક્કલ વગરનું; બુદ્ધિહીન. (૨) અરસિક; નિરાનંદ. (૪) અચતુર; અણસમજુ.

**રેખડી,** સ્રી૦ એક જાતનું ઘરેણું. ઉ૦ અલા, લાખ ટકાની મારી રેખડી જો; મોટા હીરા જડિત મારો હાર જો. રતનિયો. (૨) રે-ખડી-રોખડી. રુવાં-રોમ-ઊનની સુંદર સાડી; હીરાગળ-ઊનનું ઉંચી જાતનું નાજુક વણા-ટનું સ્રીઓને પહેરવાનું વસ્ત્ર.

**રોમ,** ન૦ [ સં ] શરીરપરનો નાજુક નાનો ને સુંવાળો મુવાળો તે; રૂંવું. રોમ કૂપ; મુવાળાનું છિદ્ર; જેમાંથી પરસેવો નીકળે છે તે, વાળના મૂળ આગળનું નાજુક છિદ્ર. રોમશત્રુ=હજામ; ગાંયજો. રોમરાજી=રૂં-વાંટીની હાર તે. પેટ ઉપરની; રોમાવલી. રોમરોમ=રૂંવેરૂંવે; રગેરગે; અંગોઅંગ. રોમહર્ષ=હરખને લીધે રૂંવાં ઉભાં થવાં તે.

**રોમાવળી,** સ્રી૦ [ સં. रोमावली ] રૂંવા-ટાંની હાર-ઓળ તે; રોમરાજી. ઉ૦ રામા અંગની રોમાવળી, જોઇ વનસ્પતિ મરતી બળી. પ્રેમાનંદ.

**રોમાંચ,** ન૦ [ સં ] હરખ, ભ્રમ, ક્રોધ અને અજાયબીથી રૂંવાં ઉભાં થાય એવું તે;રોમો-દ્ગમ. ટાઢની-ગલીની કંપારી આવી રૂંવાં ઉભાં થવાં તે.

**રોમાંચિત,** વિ૦ [ સં ] રૂંવાં ઉભાં થયાં હોય એવું; કંપારી આવી રૂંવાં ઉભાં થવાં તે.

**રોયણું,** સ્રી૦ રોહિણી નક્ષત્ર. (૨)ન૦ રૂદન; વિલાપ. ઉ૦ રામા રોયણ રોષથી, નયણે ભરિયાં નીર.

**રોયલી,** સ્રી૦ મછવો નાંગરવાની નાની બિ-લાડી; નાનું લંગર.

**રોયું,** વિ૦ રડયું; પિટયું. લાડકી ગાળ તરીકે અને સહજ કંટાળા તરીકે સ્રીઓ બોલે છે.:-રોયું કામે નીઠતું નથી.

**રોલ,** ન૦ [ અં. ] હાજરી પત્રક, રજીસ્ટર. (૨) ચક્કર; ચકરડું. (૩).વેલણું (૪) વિંટા.

**રોલું,** વિ૦ રહોલું, બ્હાવરા જેવું; અર્ધ સમજ્યું; ચોક્સ નહિ-ફરતા મનનું; બાઘું. (૨) અચતુર; અરધું ઘેલું.

**રોવરાવવું,** ક્રિ૦ સ૦ રડાવવું; રૂવે રડે એમ કરવું; વિલાપ કરાવવો.

**રોવું,** ક્રિ૦ અ૦ [સં. रु]રડવું; રૂદન કરવું; વિલપવું. (૨) ઝીણામંદ અવાજે-ગળામાંથી ગણુગણવું; શોકકરવો; અંતર દાઝવું. કહે૦ રોતો જાય તે મુવાની ખબર લાવે.

**રોશન,** વિ૦ ચળકતું; ચકચકિત. (૨) જાહેર; ખુલ્લું. (૩) પાયમાલી; સમુળો નાશ; મોટી ખરાબી; નુકસાની.:-એણે તો રોશન વાળી નાખ્યું.

**રોશનાઇ,** સ્રી૦ તેજનો ભભુકો તે; તેજશક્તિ; પ્રકાશ; દીવાઓ કરી ખૂબ અજવાળું-પ્ર-કાશ કરવો તે; રોશની. (૨) શાહી-સહી લખવાની.

**રોશની,** સ્રી૦ તેજ; પ્રકાશ; જ્યોતિ. (૨) ભ-ભક; ચળકાટ. (૩) શાઇ-હી.

**રોષ,** પું૦ [ સં. ] રીસ; ગુસ્સો; ક્રોધ.

**રોહ,** પું૦ એક જાતનું ઘાસ.

**રોહડો,** પું૦ એક ઝાડ. રોહડી; રોહીડો.

**રોહિણી,** સ્રી૦ [ સં. ] સત્તાવીશ નક્ષત્રોમાં ચોથું નક્ષત્ર તે; પાંચ તારાનો સમૂહ.

**રોળ,** પું૦ ધમ્માચકડી; ગોંધળ; અવ્યવસ્થા. (૨) નુકસાન; ખરાબી; પાયમાલી. (૩) મરણાતિરેક; ઘણાં મરણ થવાં તે.:-મર-કીએ રોળવર્તાવ્યો. ઘાણ; ગજબ; ભર-ભરાટ. ક્રિ૦ પ્ર૦ રોળ વળવો=ઘાણ નીકળી જવો. (૨) ખુબ વપરાઇ જવું.:-કંસારનું જમણ તો સારૂં પણ આવી મોંઘવારીમાં ઘીનો રોળ વળી જાય.

**રોળવાવું,** ક્રિ૦ અ૦ ચિઢાવું; ગુસ્સે થવું; ખિજવાવું.

**રોળવું,** ક્રિ૦ સ૦ ચોળવું; મસળવું; કચરી નાંખવું; રગદોળવું. (૨) મારી નાંખવું; પાય-માલ કરવું; ધૂળ ચાટતું કરી નાંખવું. ઉ૦

તમારા ગર્વથી મેલા, રાજાને રથ રોળવા.

**રોળાવું**, ક્રિ૦ અ૦ ચોળાવું; મસળાવું.:–અત્રી કરેલું અંગરખું ધૂળમાં રોળાયું. (૨) રમદોળાવું; ખરડાવું. (૩) બગડવું; પાયમાલ થવું (૪) જમીન પર લોટાવું. (૫) કામમાં વપરાવું.

**રોળું**, વિ૦ મલિન; અસ્વચ્છ. (૨) અંધારાવાળું; સૂઝે નહિ એવું.:–રોળીકોળી વેળા. ધુંધળીવેળા; સંધ્યાકાળ.

**રોળો**, પું૦ મોટી ધમ્માચકડી–ધીંધાટ ને તોફાન તે; આરતનો ખુમાટો. (૨) ભાંજગડ; પંચાત. (૩) કમાઈ; પેદાશ.

**રોખડી**, સ્ત્રી૦ સુતારનો રંદો.

**રોંખણું**, ન૦ પથર લાકડા વગેરે ઉપર આંકો પાડવા–તાણવાનું ઓજાર; ટાંકણું.

**રોંચું**, વિ૦ ગામડિયું.

**રોંચો**, પું૦ અણુસમજુ; ખેડુત; રાંભો.

**રોંઢો**, પું૦ ત્રીજા પહોરનું જમણ (૨)મોં મીઠું કરવું તે.

**રૌદ્રરસ**, પું૦ [ સં ] કાવ્યના નવ રસમાંનો એક રસ; ક્રોધથી ઉત્પન્ન થતો રસ તે.

**રૌરવ**, ન૦ [ સં ] પાપીઓને શિક્ષા કરવાનાં સાત નરક સ્થાનોમાંનું બીજું સ્થાન; ખરાબ કારાગ્રહ–કુસ્થાન.

# લ

**લ**, પું૦ [ સં ] ગુજરાતી મૂળાક્ષરોમાં ૩૯ મો. ને વ્યંજનોમાં ૨૮ મો. વ્યંજનવર્ણ–અક્ષર તે.

**લઇઆવવું**, ક્રિ૦ સ૦ આણવું; લાવવું. (૨) ખરીદ કરી લાવવું; સાથે લઇને આવવું.

**લઇપડવું**, ક્રિ૦ સાથે ભેળવવું; સામેલ ગણવું. (૨) સતાવવું. (૩) માની લેવું.

**લઇબેસવું**, ક્રિ૦ આરંભવું; શરૂ કરવું; માંડવું.

**લઇલેવું**, ક્રિ૦ ખુંચી લેવું; આચકીલેવું.

**લઉઓ**, પું૦ લૈવો; હાજર જવાબી, ચતુર ને ગમતી માણસ; ટોળી; મશ્કરો. (૨) નર્મસચીવ.

**લકવો**, પું૦ શરીરના અમુક અંગની સંજ્ઞા જતી રહેવી તે; અર્ધાંગવાયુ; પક્ષાઘાત. વાયુનો એક એવો રોગ કે જેથી અવયવો પોતાનું કામ કરતા અટકી જાય. જીભને લકવો થતાં બોલાતું નથી અને હાથ પગને થાય તો તે હાલતા નથી.

**લકાર**, પું૦[ સં. ] લ એવો ઉચ્ચાર અને અક્ષર તે.

**લકીર**, સ્ત્રી૦ લીટી; રેખા.

**લકુંદરો**, પું૦ વંઠેલો–લુચ્ચો માણસ; રંડીબાજ; ઇશ્કી.

**લકુંબો**, પું૦ નિતરતા સત્ત્વવાળો નવાલો; કોળિયો. (૨) લાભ; નફો; ફાયદો.:–તું ત્યાં શો લકુંબો લેવા ગયો હતો?

**લક્કડ**, ન૦ લાકડું; કાઠી. લક્કડ કામ=લાકડાનું બાંધકામ તે; એકલાં લાકડાંની રચના કે બનાવટ તે. (૨) સુતારે કરવાનું કામ તે. લક્કડ પીઠ=લાકડાંનું બજાર. લક્કડકોટ=લાકડાંનો કોટ–આંતરો–વાડ તે. (૨) લાકડાંથી બાંધેલો માલ ઉતારવાનો દરિયા અથવા નદી કિનારાપરનો ધુસ્સો; લાકડાંનો વાડો તે.

**લક્કડખોદ**, પું૦ લાકડાંને ચાંચ મારી ટોચનારૂં એક પંખી; સુતારિયો; વાડો. મોટાં ઝાડવાળાં જંગલોમાં આ પંખીઓ લાકડાંને ટોચતાં તેના રણકારથી દિશાઓ ગાજી રહે છે.

**લક્કડધક્કડ**, અ૦ લાકડાને જેમ ધકેલી

આગળ વધારાય તેમ, લાકડાની માફક ધક્કા મારીને. (૨) ધમધોકાર; સપાટે; સ્પેટીમાં લઇને. (૩) દમ દઇ માર મારીને. દોરથી; જોરથી.:–લક્કડધક્કડ કામ લો. ક્રિ૦ પ્ર૦ લક્કડધક્કડ લેવું=દાદ નહિ આપતાં દમથી કાર્ય કરાવવું; કામમાં પલોટવું (૨) દમ દેવો. ગુનો મનાવવાં માટે.

**લકકડસી,** વિ૦ લાકડા જેવું કઠણ; નહિ પોચું; સખત એવું તે.:–લકકડસી લાડુ. ચણાના લોટને ચાસણી પાઈ સખત બાંધેલા લાડુ તે; લક્કડસી લાડુ.

**લકકડિયું,** ન૦ લાકડામાંથી બનાવેલું પાત્ર તે; લાકડાનું પાત્ર અથવા ખાંડણિયો. કઠોડું; વગેરે. (૨) તમાકુનો ભુકો કરવાનું લાકડાનું ખામણાવાળું ગચિયું. (૩) વિ૦ લાકડાનું. લક્કડિયો પુરજો પુસ્તો વગેરે.

**લકકી,** વિ૦ અમુક ચિહ્ન–રીતથી ઓળખાતું (કબુતર.):–લક્કીકબુતર.

**લક્ષ,** ન૦ [ સં. ] મન અને દૃષ્ટિની એકાગ્રતા તે; એક બાબત ઉપરની જે ચોટ તે; ધ્યાન; જે તરફ મન ને નજર એક તાર હોય તે. (૨) ચિહ્ન; નિશાન; ચોટ. (૩) હેતુ; ઉદ્દેશ. (૪) મન; જીવ; ચિત્ત. ક્રિ૦ પ્ર૦ લક્ષ રાખવું=ધ્યાન રાખવું. એકાગ્રતાથી એક બિંદુ અથવા હેતુ ઉપર ચિત્ત રાખવું તે; મન રાખવું. સિદ્ધ કરવાના આશય–હેતુ તરફ મનની જે એકાગ્રતા તે; એક ચિત્તતા તે. લક્ષ દેવું= ધ્યાન આપવું. (૫) સો હજાર તે; લાખ. ઉ૦ લક્ષ ચોરાસીવાર.

**લક્ષણ,** ન૦ [ સં. ] જેનાવડે વસ્તુ ઓળખાય તે; ચિહ્ન; નિશાન. (૨) ચાલચલગત; વર્તણુક; આચરણ. (૩) વ્યાખ્યા; ઓળખનું બ્યાન; નામ; જેમાં ઓળખાવવાની વસ્તુનુંજ સ્વરૂપ આપેલું હોય તે. (૪) ટેવ; લત. (૫) ગુણ; સ્વભાવ. (૬) દેખાવ; રૂપક.:–કુલક્ષણ; સુલક્ષણ. મનુષ્ય અથવા વસ્તુમાં રહેલું જે તે ગુણાવગુણ, કે જે ઉપરથી તે ઓળખાય.

**લક્ષણવંતું,** વિ૦ લક્ષણવાળું; સુલક્ષણું; સારી વર્તણુકનું. (૨) ચતુર; ગુણવાન.

**લક્ષણા,** સ્ત્રી૦ [ સં. ] એક મુખ્યાર્થમાંથી બીજો સંબંધી અર્થ લેવાય તે.:–ગામ બી ગયું–અર્થાત્ ગામ નહિ પરંતુ તેમાં રહેનારા લોક તે. આ લક્ષણાશક્તિ કહેવાય છે. ભાવાર્થ. મુખ્યાર્થમાં રહેલો બીજો જે શકય સંબંધી અર્થ તે–લક્ષણા.

**લક્ષવું,** ક્રિ૦ સ૦ કોઈ નામ, નિશાન, હેતુ વગેરે પર લક્ષ કરવું તે; ધારવું; તાકવું. (૨) આશા રાખવી; વાટ જોવી. (૩) શોધી કાઢવું; ધ્યાનમાં રાખવું. અટકળ કરવી; જાણવું; નિશાન માંડવું.

**લક્ષવેધી,** વિ૦ [ સં. ] તાકેલું નિશાન પાડનાર. (૨) ધારેલો હેતુ બર લાવનાર; તાકોડી.

**લક્ષાધિપતિ,** પું૦ લાખ રૂપિયાની પુંજીવાળો; જેની પાસ લાખો રૂપિયા હોય તે.

**લક્ષાવધિ,** અ૦ લાખ લગી; લાખની સંખ્યા લગણ; લાખે જેનો અંદાજ હોય તેમ.

**લક્ષી,** વિ૦ લક્ષ ઉપર ધ્યાનવાળું; અમુક હેતુ રાખીને કામ કરનાર; ધ્યાન રાખનાર.

**લક્ષ્મી,** સ્ત્રી૦ [ સં. ] પૈસો; સંપત્તિ; દોલત. (૨) ધન આપનારી દેવી; અથવા ધન દેવતા તે. (૩) વિષ્ણુની સ્ત્રી. (૪) શોભા; શ્રી. (૫) ભાગ્યશાળી સ્ત્રી. દસ પ્રકારની લક્ષ્મી કહેવાય છે:–રોકડ પૈસો; ખેતર–જાગીર; સુખસાધન; વાહન; ઢોર; સ્ત્રી; છોકરાં; મકાન; ઘર; સુકુળમાં જન્મ અને આબરૂ ઇજ્જત. વળી બીજે પ્રકારે:– ૧ ધન, ૨ ધાન્ય, ૩ પશુ; ૪ સ્ત્રી, ૫ પુત્ર; આરોગ્ય, ૬ આશ્રય, ૭ આવરદા ૮ ઉદ્યમ, ૯ સંતોષ, ૧૦ જ્ઞાન. કહે૦ લક્ષ્મી ચાંલ્લો કરવા આવે ત્યારે મોં ધોવા જવું=વખત નહિ વિચારવો; જે

વખતે જે લેવાય તે લઇલેવું.

**લક્ષ્મીવાન,** વિ૦ [ સં. ] પૈસાદાર; ધનવાન; શ્રીમંત; તવંગર.

**લક્ષ્ય,** વિ૦ [ સં. ] લક્ષ આપવા જેવું; લક્ષ આપી શકાય એવું; તાકી-ધારી શકાય તેવું.

**લખ,** સ્રી૦ લત. (૨) લક્ષ્મી. (૩) વિ૦ લાખ. ઉ૦ લખચોરાસીનું લગડું, માથે વહોરી લીધું રે.

**લખણી,** સ્રી૦ દાન-બક્ષીસની યાદી; ટીપ. આટલું આપીશ એમ જેમાં લખી આપેલું હોય એવો માગણનો કાગળ તે; ઉઘરાણાનો કાગળ-યાદી તે.

**લખણું,** ન૦ લખવાનું વતરણું; ટાંકણું; કલમ; લેખણ. (૨) લખાણ; લખેલું તે. (૩) ભેટ-દાન-બક્ષીસ આપવાને કરી આપેલી યાદી-ટીપ તે લખણી.

**લખત,** ન૦ લખાણ; લખેલું તે; લેખ. (૨) ખત; દસ્તાવેજ; ઠરાવનું લખાણ તે. લખતપત્તર=લખાણ કરેલું પતુ-પાન-તખતી વગેરે તે; દસ્તાવેજ.

**લખપતિ,** પું૦ લાખો રૂપિયાનો આસામી તે; લખેસરી; મોટો ધનવાન.

**લખમી,** સ્રી૦ લક્ષ્મી.

**લખલખ,** અ૦ ઝળાંઝળાં. (૨) પ્રવાહી ઉછળતાં થતો એવો અવાજ તે.:-કુતરૂં પાણી પીએ ત્યારે લખલખ થાય છે.

**લખલખવું,** ક્રિ૦ અ૦ ઝળાંઝળાં થવું; ચકચકવું; તેજમારવું; પ્રકાશનાં કિરણોનું ઉડવું. (૨) લખલખ થવું; પાણી ઉછળવાથી લખલખ એમ થવું. (૩) જેમ તેમ બોલબોલ કરવું; બડબડવું.

**લખલખાટ,** પું૦ તેજનું ઝળાંઝળાં થઇ રહેવું તે; ઝળઝળાટ; હીરા મોતી અને તાછેલા સુવર્ણ વગેરેમાંથી ઉડતો તેજપ્રભાવ; લાવણ્ય. (૨) લખલખ થવું તે. (૩) બડબડાટ; લવારો; ઘોંઘાટ. (૪) હલામણ; સંક્ષોભ; આનંદઉત્સાહ અને કામકાજ વગેરેની જે તેજી-ધમાલ તે.

**લખલુંટ,** વિ૦ પુષ્કળ; બહુજ; અતિઘણું; ભરપુર; બેશુમાર;-આમ લખલુંટ ખરચ કરશો ત્યારે બચશે શું ?

**લખવું,** ક્રિ૦સ૦ [સં. લિખ્] ટાંકણા-વતરણાથી સપાટીપર ખોદીને ચિહ્ન કે આકૃતિ પાડવી; ખોતરવું-કોતરવું-ખોદવું; ઉંડો આંકો પાડવો. (૨) પિંછી અથવા કલમ પ્રવાહી રંગમાં બોળી લીસી સપાટી ઉપર ચિહ્ન કે આકાર પાડવો. આલેખવું; ચિતરવું; કાઢવું. (૨) ગ્રંથ કરવો; બનાવવું.:-એક ચોપડી કે નિબંધ લખ. (૪) યાદ રહે-વિસરાય નહિ એમ કરવું.

**લખાણ,** ન૦ લખેલું તે; લેખ. (૨) લખીને વસ્તુ બતાવવી તે; લખવાની છટા.

**લખામણ,** ન૦ લખવાનું મહેનતાણું; લખાવવાનો બદલો તે; લખામણી; લખાઈ.

**લખામણી,** સ્રી૦ લખામણ; લખાઈ તે.

**લખારો,** પું૦ બોલબોલ કરવું તે; બડબડાટ.

**લખાવટ,** સ્રી૦ લખાણ કરવું તે; મોઢે નહિ પણ લખીને કામ કરવું તે. (૨) ધાસ્તી. (૩) લવારો.

**લખાવવું,** ક્રિ૦ સ૦ લખે તેમ કરવું. (૨) ઝંપલાવવું; કુદીપડવું; તલપ મારવી.

**લખાવું,** ક્રિ૦ અ૦ ઘસાઇ જવું; નિર્બળ થવું; શરીર લેવાવું.

**લખિત,** વિ૦ [ સં. ] લખેલું. (૨) ભાગ્યમાં જે લખાયેલું હોય તે.:-લખિત કાંઇ મટે છે.

**લખિતંગ,** વિ૦ લખનાર; લખાણ કરનાર. ઉ૦ ચંપા નગરીથી લખિતંગ લલિતા દાસીરે.

**લખીઆપવું,** ક્રિ૦ સ૦ દસ્તાવેજ કરી આપવો; લખીને કબુલાત આપવી.

**લખેશરી,** વિ૦ જેની પાસે લાખ્ખો રૂપિયા

હોય તે; ધનવાન. ઉ૦ લખેશ્રી હશે તાત જેહનો, મારે તે બાઈ શા કામનો. એમેરૂ.

**લખોટવું**, ક્રિ૦ સ૦ લાખ લગાડી ને ઘુંટવું; જેમાં લાખ હોય એવું દ્રાવણ ચઢાવવું; લાખ ચઢાવી ઘુંટીને ચળકતું કરવું.

**લખોટી**, સ્ત્રી૦ લાખની ગોળી; મંજો; ઠેરી; છોકરાંઓને રમવાની બોર બોર જેવડી પત્થર, કાચ અથવા લાખની ગોળીઓ તે: નાની ગોળી; લકટી.

**લખોટો**, પું૦ મોટી લખોટી; લકટો; ઢીબો. (૨) અગત્યના કાગળોનો બીડો તે; સરકારી હુકમ-તુમાર વગેરે ઘાલેલું મોટું સીલબંધ પડબીડિયું.

**લખ્ખણ**, ન૦ લક્ષણ.

**લખ્યુંપત્રું** ન૦ લખત; લેખ; ખત; દસ્તાવેજ.

**લગ**, સ્ત્રી૦ ઘોડિયાટ ઉપરથી મેભને લાગે ટેકો દેવાય છે તે; ટેકણ; ટેકો. (૨) પાછલો ટેકો; આગલી ઠોકઠાક કરવા પાછલી તરફ જે જોર રાખવામાં આવે છે તે. (૩) સુતર-વાળની લટ તે. (૪) લગણ; લગી; સુધી.

**લગડું**, ન૦ ગધેડાની પીઠપર માલ ભરવાને મૂકવામાં આવતું ચોકડું. (૨) છાલકું; ગધેડા ઉપર નાંખવાની ગુંણ; બન્ને બાજુ માલ ભરાય એવી ડળી; પીઠે બંધાય એવો બારે ને કંટાળા ભરેલો બોજ તે. ઉ૦ લખ ચોરાસી કેરૂં લગડું, માથે વહોરી લીધુંરે.

**લગણ**, અ૦ લગી; સુધી; પર્યંત; મર્યાદા-હદ બતાવે છે. (૨) પું૦ બોજ; ભાર. (૩) છેલ્લો અક્ષર લઘુ હોય એવો ગણ તે.

**લગત**, ન૦ સંબંધ. (૨) લગતું; સંબંધવાળું. (૩) પાસે; જોડે. આ પત્ર લગત ચેક છે.

**લગતી**, સ્ત્રી૦ સંબંધ; લાગતુંવળગતું. (૨) વગ; તરફેણ; પક્ષ; શરમ. (૨) નજીક; પાસે.

**લગતું**, વિ૦ સંબંધી; સંબંધ ધરાવતું; સાથે હોય એવું. (૨) તરફનું; પાસેનું; નજીકનું; સંબંધ-જોડાણમાં રહેલું-મારા ઘરને લગતી છુટી જમીન છે.

**લગદી**, સ્ત્રી૦ લુગદી; થપોલી.

**લગન**, ન૦ લગ્ન; વિવાહ; શાદી; વરકન્યાનું એક બીજા સાથે જોડાવું તે.

**લગનગાળો**, પું૦ લગન કરવાના શુભ દિવસો તે; લગનની મોસમ; થોડા દિવસમાં જે વખતે ઘણાં લગન થતાં હોય તે સમય. ઉત્તરાયણથી માંડીને ભડળી નોમ લગી શુભ-ચોખ્ખા દિવસોમાં લગન થાય છે. લગન પડો=લગનનો શુભ દિવસ લખી મંગલાર્થ કંકુ ભરીને બનાવેલી લગ્નપત્રિકા તે. લગનસરા=લગનગાળો.

**લગનિયો**, પું૦ કન્યા તરફનો વરને તેડવા જનારો માણસ:-મામો લગનિયો. (૨) ઠાઠમાઠિયો-માણસ.

**લગની**, સ્ત્રી૦ લેહ; ધ્યાન; લક્ષવૃત્તિ; મોહિની; રઢ; ગુણાકર્ષણની આસક્તિ; લગનસંબંધ પાડવાનું એક સરખું લક્ષ લાગી રહેવું તે. ઉ૦ લગની લાગી નંદલાલસુ.

**લગભગ**, અ૦ બહુ પાસે લગી એમ; પાસે; નજીક; અડોઅડ; સમત્વ સુધી પહોંચેલું એમ.

**લગારીએક**, વિ૦ જરા; થોડું; કંઈક.

**લગવાડ**, સ્ત્રી૦ સંબંધ; લાગતુંવળગતું હોય તે. (૨) આશુકમાશુકનો સંબંધ તે.

**લગાડવું**, ક્રિ૦ સ૦ ચોપડવું; ચોળવું; ચામડી પર ઘી લગાડ. (૨) અડકાડવું; સ્પર્શ થાય તેમ કરવું. ટેબલને હાથ લગાડતો નહિ. (૩) કામ-ધંધે વળગાડવું; બઝાડવું; ચીકટાવવું:-નાપાસ થયો એટલે ધંધે લગાડયો. (૪) બાળવું; સળગાવવું; પેટવવું:-ચુલામાં લગાડ. (૫) લડાઈ કરાવવી. (૬) સારી-માઠી અસર કરાવવી. (૭) ધ્યાન આપવું; મનપર લેવું. (૮) યોજવું; ખંત ધરવી; પ્રેરવું:-અભ્યાસમાં જીવ લગાડ. હવે ભક્તિમાં મન લગાડો.

**લગામ,** સ્ત્રી૦ [ फा. ] પશુને રાખવા અને ધાર્યા પ્રમાણે ચલાવવા તેના મોં અથવા નાકમાં જે નથદોરી ઘાલવામાં આવે છે તે; નાથ; ચોકડું; વાગ; નાથ કે ચોકડાની રાશ-દોરી તે. (૨) અંકુશ; દાબ. (૩) મર્યાદા; હદ. (૪) અટકણ; અટકાવ, પ્રતિબંધ. (૫) વિવેક; શરમ.:-એને મોઢે લગામ નથી.

**લગાર,** વિ૦ થોડું; સહેજ; જરાક.

**લગારેક,** વિ૦ બહુજ થોડું; કિંચિત.

**લગાવવું,** ક્રિ૦ સ૦ લેપવું; ચોપડવું. (૨) મારવું; ઠોકવું. (૩) લાગુ પાડવું; કામમાં આણવું. (૪) સોબત કરવી.

**લગી,** અ૦ સુધી; તક; લગણ; વેર. મર્યાદા-હદ બતાવે છે.

**લગીર,** વિ૦ જરા; થોડું.

**લગે,** અ૦ ઉત્તેજનને માટે હં, ભલે, એવા અર્થમાં વપરાય છે.

**લગોલગ,** અ૦ છેક પાસપાસે; એક બીજાને અડીને રહેલું હોય તેમ; લગભગ.

**લગ્ગુ,** અ૦ પાછળ લાગેલું હોય તેમ; સાથે; જોડે. (૨) પાસે; નજીક.

**લગ્ન,** ન૦ [ सं ] સંબંધ વગરનાં વરકન્યાનો યોગ તે; વરકન્યાનો પતિપત્ની તરીકે રહેવાનો સંબંધ-બંધ તે; એક બીજા સાથે જોડાવું તે; વિવાહ. (૨) વરકન્યાએ પતિ પત્ની તરીકે સાથે રહેવાને શાસ્ત્રાનુસાર વિધિ કરવો તે; તે સંબંધી બેઉની રીત, નાતજાતનો વહેવાર તે. ( ૩ ) વિવાહનો અવસર-ટાણું તે. (૪) પાંચ ઘડી જેટલો સમય તે. જે રાશિમાં સૂર્ય હોય તે રાશિનું પહેલું લગ્ન ગણાય છે. (૫) લેહ; પ્રેમબંધ; ચિત્ત લાગવું તે.

**લગ્નકુંડળી,** સ્ત્રી૦ જ્યોતિષનું વિવાહ સંબંધ દર્શક ગ્રહ ચક્ર.

**લગ્નપત્રિકા,** સ્ત્રી૦ [ सं ] જેમાં લગ્ન જણાવેલું હોય તેવી પત્રિકા; કંકોતરી.

**લગ્નમંડપ,** પું૦ [सं] લગ્નનો વિધિ કરવાને બાંધેલો માંડવો તે.

**લઘિમા,** સ્ત્રી૦ [सं] આઠ યોગિક સિદ્ધિઓમાંની તે સિદ્ધિ, કે જેવડે શરીરને લઘુ-હળવું કરી શકાય છે.

**લઘુ,** વિ૦ [ सं ] નાનું; ટુંકું; સૂક્ષ્મ. ( ૨ ) હળવું; નહિ ભારે એવું. (૩) થોડું; અલ્પ; જરા. (૪) ઉચ્ચારમાં ભારે નહિ એવું; મૃદુસ્વરનું-સૂરનું. દીર્ઘથી ઉલટું; હ્રસ્વ.:-લઘુ ઉચ્ચાર-અક્ષર તે.

**લઘુતા,** સ્ત્રી૦ [ सं ] નાનાપણું; થોડપણ. (૨) હળવી હલક તે. (૩) નીચપણું.

**લઘુતાઇ,** સ્ત્રી૦ લઘુતા; હલકાપણું. (૨) ટુંકાણુ; હ્રસ્વત્વ.

**લઘુત્વ,** ન૦ લઘુતા; ટુંકાણુ.

**લઘુલાઘવી,** સ્ત્રી૦ એવી વિદ્યા કે જેથી નાના અને હલકા બની શકાય; ઇચ્છા પ્રમાણે શરીરને નાનું અને હલવું બનાવાય એવી સિદ્ધિ-આવડ તે. (૨) એક જાદુઈ કળા; હાથચાલાકી; પેચવાળી તદબીર; ઉંધુંચતું કરવાની, સામું માણસ સમજે નહિ એવી કળા તે.

**લઘુશંકા,** સ્ત્રી૦ પિશાબ કરવો તે; મુતરવું તે.

**લચક,** સ્ત્રી૦ જોર લાગવાથી, ભારપડવાથી અથવા આઘાતથી હાથ-પગના એકાદ અવયવનું લચકાવું-મરોડાવું, નમી પડવું તે; લબડવું-લટકતું થઇ જવું તે; લંઘાવું તે; મચકોડ; કરમોડ. લચકલચક=ઢીલું પડી-સાંધાનો સંબંધ શિથિલ થઇ ઝુલતું-ઝોલાતું લબડતું; લટકી પડી આમતેમ હાલતું ને અથડાતું.

**લચકવું,** ક્રિ૦ અ૦ ભારથી અથવા ટપકાવાથી સાંધામાંથી ખસી જવું-વાંકું વળવું; નમી-જવું; મરડાવું; મોચાવું; કરમોડાવું; લચી-જવું; ભારથી નમવું; ઉતરવું; ખોબરાવું.

(૨) જોબનના મદમાં ચાલતાં કમ્મરેથી મરડાવું—નમી જવાવું.

**લચકો,** પું૦ પોચા—ઢીલા પદાર્થનો લોંદો; હાથમાં લઇ શકાય એટલા ઢીલા પદાર્થનો થોડો જથો તે. પાંચ આંગળાં વચ્ચે રહે એટલો ઢીલો ને લોંદા જેવો પદાર્થ તે.:—લચકો દાળ=ઢીલીદાળ—( પ્રવાહ નહિ. ) લચકો લાબસી.

**લચડવું,** ક્રિ૦ સ૦ ચોપડવું; ખરડવું; લપેડવું.

**લચપચ,** વિ૦ રસ—પ્રવાહીથી ભરપુર; પ્રવાહી ભળવાથી લોચા—લોંદા જેવું થયેલું હોય એવું; અંદરથી પ્રવાહી ટપકે એવું; તરબોળ. (૨) ગુંદર જેવું.

**લચપચતું,** વિ૦ પ્રવાહીપૂર્ણ—તરબોળ; લોંદા—લચકા પડે એવું; રસ વગેરે પ્રવાહીથી ભરપુર.:—લચપચતી લાબસી.

**લચલચવું,** ક્રિ૦ અ૦ સાંધેથી ઢીલું પડી લબડવું; પસરી જાય એવું અથવા લેતાં લચકા થઈ સરી—પડી જાય એવું. ( ૨ ) લચકવું.

**લચવું,** ક્રિ૦ અ૦ વચમાંથી જરાક નમી જવું; સાંધામાંથી મરડાવું. (૨) નરમદોરી મૂકવી; આગ્રહ મૂકી દેવો. (૩) ફરી જવું; ખોભરાવું. (૪) ત્રાંસુ થઇ નમી પડવું; સૂતરમાંથી—સીધી લીટીમાંથી એકાદ બાજુ ધસી જવું.:—ભારથી ભારવટિયો લચ્યો ને ભારે વરસાદથી કરો લચ્યો.

**લચાંડ,** વિ૦ માથાફોડિયું.

**લચાંડ,** વિ૦ માથાફોડિયું; તકરારી. (૨) ખેન પડાવે એવું.

**લચ્છન,** ન૦ લક્ષણ.

**લચ્છો,** પું૦ કાચ ચઢાવેલા દોરાની આંટી; માંજો.

**લછ,** સ્ત્રી૦ [ સં. લક્ષ્મી ] લક્ષ્મી; લાછ.

**લછો,** પું૦ પગનું ઘરેણું; સેરોનો પગમાં નાંખવાનો ગુચ્છ. ( છડો ! )

**લજવવું,** ક્રિ૦ સ૦ શરમમાં નાંખવું; શરમાવવું; લાજ લાગે એમ કરવું.:—ન્હારો પોષાક પહેરી તમે મને લજવો છો.

**લજવાવું,** ક્રિ૦ અ૦ લાજ આવવી; શરમાવું. (૨) શેહ પડવી; સંકોચ લાગવો; બોલતાં મળતાં ને મર્યાદા સાચવતાં—વિનયથી અચકાવું તે.

**લજામણી,** સ્ત્રી૦ સ્પર્શથી-લાજથી સંકોચાઇ જનારી એક વનસ્પતિ; બીજાનો સ્પર્શ થતાં જેની પાંદડી નમીને પડી જાય છે એવી વનસ્પતિ.

**લજામણું,** વિ૦ લાજ આવે એવું; શરમ લગાડે તેવું. (૨) નહિ શોભતું; અયુક્ત લાગે એવું; નઠારૂં.

**લજાવવું,** ક્રિ૦ સ૦ શરમ પહોંચે તેમ કરવું; શરમાવવું.

**લજ્જા,** સ્ત્રી૦ [ સં. ] લાજ; શરમ. (૨) મર્યાદા; અદબ. (૩) સંકોચ. (૪) ફિટકાર. લજ્જાવાન=લાજવાળું.

**લજ્જાળુ,** વિ૦ શરમાળ; અદબવાળું; લાજે એવું; મર્યાદાશીલ. (૨) લજ્જાવલીનો છોડ.

**લજ્જિત,** વિ૦ [સં.] લાજેલું; લજ્જા પામેલું; શરમિંદું.

**લટ,** સ્ત્રી૦ ચોટલામાંના વાળનું ફેલું; મોટા લાંબા વાળમાંનો થોડાક વાળનો એક જથો—ગુચ્છ તે; જટિયું; લાંબા વાળની એક સેર; વેણી; વાળની પાતળી જુડી. (૨) હીર અને સૂતરના તારની પાતળી જુડી. (૩) વડની તંતુદાર મુળી; પાતળી વડવાઇ. (૪) ચોટલો શણગારવાની મોતી પરોવેલી સેર; મોતીસેર.

**લટક,** સ્ત્રી૦ લળતા—નમી—લચી પડતા અંગનો લહેકાવ તે; અંગ હિંદોળી લળાવીને ચાલવાની ખૂબી તે; અવયવોનો મોહક ને શોભીતો ઝુકાવ તે; લટકો; અંગ મરોડ; અંગભંગ; વાંક. શોભીતું માથું હલાવવું;

હાથ સહોરી લજાવું; ચાલતાં મરોડ લઇ અંગ લચાવવાં વગેરે તે. ઉ૦ લટક ઉપર તારી–વારી જાઉં વારીરે. મચકોડ; મચકો; લટકોમટકો.

**લટકણુ,** વિ૦ લટકનારૂં; લટકતું હોય એવું; લટકતું; લબડતું.:–એ વનમાં મેં કબી ન જાઉં; અને જાઉં તો લટકણુ ફળ મેં કબી ન ખાઉં. (૨) લટકતું રહેલું હોય એવું અંતરાળિયું તે. છંડાયેલું; કાર્ય કરવા જતાં અધવચ રહેલું એવું તે.

**લટકણિયું,** વિ૦ લટકતું એવું; ઝુલતું–લટક્યા કરતું હોય એવું. (૨) ના૦ પાંદડી; લોલક; ઘુલેર; લટકતું રહે અને ઝુલ્યા કરે એવું; સ્ત્રીઓના કાનનું એક ભૂષણ.

**લટકતું,** વિ૦ લબડતું; ટિંગાતું; ઝુલાતું; લટક્યા કરતું. (૨) પૂર્ણ મૂલાધાર રહિત; ઉપરથી વળગેલું અને નીચેથી આધાર વગરનું. (૩) ઉદ્યમ વગરનું; બેકાર. (૪) અધવચ રહેલું; અંતરાળિયું. ક્રિ૦ પ્ર૦ લટકતું મૂકવું=શરૂઆતમાં પૂછી, કામે લગાડી, અથવા નોંતરીને પછી અધવચ છોડીદેવું, પડતું મૂકવું, જવાદેવું; અધેથી તજી દીધેલું.

**લટકવું,** ક્રિ૦ અ૦ ઉપરને આધારે નીચેના આધાર વગર ઝુલતું રહેવું; લબડવું; ટંગાઇ રહેવું. (૨) આધાર રહિત થઇ જવું; ધારેલું નહિ પાર પડવું; રહીજવું નિરૂદ્યમી થવું; અંતરિયાળ રહીજવું; નિષ્ફળ થવું.

**લટકાવવું** ક્રિ૦ સ૦ લટકે એમ કરવું; ટાંગવું; ઝુલતું રાખવું. (૨) ઉપરથી આધાર આપી બાંધી–નીચેથી આધારરહિત કરવું; લબડે ટંગાઇ રહે એમ કરવું.:–થાય તે કર, જોઇએ તો ફાંસીએ લટકાવને! અદ્ધબદ્ધ અંતરિયાળ રાખવું.

**લટકાવું,** ક્રિ૦ અ૦ ટંગાવું, ટિંગાવું; લબડવું; ઝુલતું રહેવું.

**લટકાળું,** વિ૦ લટકવાળું; શોભીતા મજેના મોહક અંગ મરોડવાળું લચી પડતી મોહક ચાલવાળું; મોં. હાથ પગ અને બીજા અવયવોની મોહક સ્વાભાવિક લટકવાળું તે; ચટકતી ચાલવાળું.:–લટકાળી સ્ત્રી.

**લટકું,** ન૦ છટાદાર અંગચાળો; નખરૂં; મજેદાર અંગ તરછોડનો લહેકો તે. ઉ૦ અમુલખ લટકું લાખનું, જીત્યા તે પામ્યા પાર. દયા.

**લટકો,** પું૦ શરીરના એકાદ અવયવની મોહક છટાદાર હિલચાલ તે; ભાવ ભર્યો અંગ મરોડ; મોં, હાથ, કમ્મર પગ વગેરેના મચકોડ–લહેકાવ તે; છટાદાર મોહક અંગ ચાલન તે. (૨) છટાદાર મજેની લળી પડતાં અંગવાળી મોહક ચાલનો મરોડ; ગમન છટા; મદભર ગતિવાળી મજેની હલક તે. ઉ૦ મોળો મોળો ઝાંઝરને ઝમકે, મોળો મોળો લીલાગત લટકે. અભિનય; નખરૂં; ચાળો. (૩) ચપળ લહેકાવ; સહેજ નમી–ઝુલીને પાછું હતું તેમ થઈ જાય એવું ઝમુકલું તે; લહેજું; લળક:–લટકો ઝટકો=સહેજસાજ; બન્યું ન બન્યું હોય એમ થઇ જવું તે; સહેજવાર એમ.:–મોટા કુટુંબમાં દહાડે તો વહુવર લટકો ઝટકો મળે એટલામાં શી વાતચીત કરે. લટકોમટકો=શરીરનો અને આંખનો ચાળો તે; ચાંપી ચીપી–નમી લચી અંગ ભાગીને ચાલવું તે. ઉ૦ લટકો મટકોને ચકરો તમારો.

**લટપટ,** સ્ત્રી૦ લાડવું અને પડવું–નમવું તે; ખૂબ લાડવું ને ગેલ કરવાં તે; ડોક અંગ નાંખી દઇ ખૂબ લટી પડવું તે:–લટપટ પંખી ચતુરસુજાણ. (૨) ઘાલમેલ; ગાઢ સંબંધ; ઉદારસ્નેહ સંબંધ. (૩) ઝટપટ; ઝપટ. (૪) ઉદાર–ખુલ્લા દિલની આપલે; અતિશય.:–ઝાઝી લટપટ રાખશો નહિ, ક્યાંક ઘલાઇ જશો.

**લટપટિયું,** વિ૦ લીસું; સ્નેહ દેખાડીને લટી

પડે એવું. (૨) ઉતાવળું; ચંચળ.

**લટર,** સ્ત્રી૦ લટ; કેશું; શાખા; નાની ડાળીઓનો ગુચ્છ. ઉ૦ લીલી લટરો લહેકે, રઘુપતિ. (૨) લટારઃ=આંટો; ફેરો.

**લટવું,** ક્રિ૦ અ૦ સમજવું; લટીપડવું; નમીપડવું; ફેરવી નાખવું. (૨) સંકોચાવું.

**લટાર,** સ્ત્રી૦ આમતેમ ફરી આવવું તે; પેંડકો; આંટો; ફેરો.

**લટિયાં,** ન૦ વેણીથી છુટાવાળનો પાતળો જથો તે; લટ; ગુંચાયેલી લટો તે; વાળનો ગુચ્છો તે; બાબરાં. (૨) પાતળી ડાળીઓ–શાખાઓ અને વેલના આગલા અંકુરો વગેરે તે.ક્રિ૦ પ્ર૦ લટિયાં પીખવાં=ભવાડો ફજેતો કરવો, ફેંદી નાંખવું; મારવું.

**લટીપડવું,** ક્રિ૦ અ૦ લાડવું ને પગે પડવું; ગેલ કરવાં; નમી પડવું; રીસ ઉતારી નાંખી બળીજવું; આજીજી કરીદેવી. (૨) સમજી જવું.

**લટુરી,** વિ૦ ઝુલતી; આનંદે નાચતી.

**લટોઝટો,** અ૦ સહેજસાજ; લેવાયું ન લેવાયું હોય તેમ; અતિ ઉતાવળે; ધાઇમાં; નહિ નિરાંતે; નાસતાં ભાગતાં–ભયમાં થોડું ઘણું એમ; જૂજજાજ.

**લટોરો,** પું૦ લટર; લટ. (૨) શાખા જૂથ.

**લટ્ટુ,** વિ૦ લીન; તલ્લીન; એકદમ અધીન–વશ. (૨) પરાધીન; પરવશ. (૩) એકજ વિષયમાં ચિત્ત ચોંટી રહેલું હોય એવું; મશગુલ; એકતાર; સેંધટ. (૪) સ્તબ્ધ; કંઈ પણ કરવાને અશક્ત; લોચા જેવું; નિર્બળ; મન તથા શરીરની હિલચાલ જેની બીજા ઉપર આધાર રાખનારી થઈ ગઈ હોય એવું તે.

**લઠ્ઠ,** પું૦ જાડી, ટુંકી અને મજબુત લાકડી; ડાંગ; ડંડો. (૨) વિ૦ શરીરે ભારે ને મજબુત; ધરખમ; પુષ્ટ ને બળવાળું:–એ તો હજી લઠ્ઠ જેવો છે.

**લઠ્ઠો,** પું૦ ગાડાં ગાડી વગેરેની નાભીઆંનો તે લોખંડી દંડુકો–ખીલો કે જેમાં પૈડાં પરોવવામાં આવે છે; જેમાં ગાડીનાં પૈડાં પરોવાય છે તે લોઢાનો ડાંડો. (૨) જાડો ને મજબુત માણસ તે; તમે નહિ એવો બળવાન કડક વીર તે. (૩) જાડો સાદરપાટ. (૪) પાટલો; ઢાળકી; મોટી લગડી; ઓગાળેલી ધાતુનું અળિયું; ઘર બળી ગયું પણ સોના રૂપાના દાગીના અને રોકડ રૂપિયાના તો ગળીને લઠ્ઠા થઈ ગયેલા તે રાખના ઢગલા શોધતાં મળી આવ્યા.

**લઠ,** વિ૦ પુષ્ટ તેમજ મજબુત; શરીરે પોષાતો ને બળવાન. (૨) પું૦ જાડી મજબુત લાકડી.

**લઠિંગો,** પું૦ શરીરે પુષ્ટ મજબુત અને અકલે મૂર્ખ એવો તે; લઠિયો. (૨) લુચ્ચો.

**લડકણુ,** વિ૦ લડાઇખોર; સહેજસહેજમાં લડી પડે એવું; લડકણું.

**લડકણું,** વિ૦ લડે–કંકાસ કરે એવું; લડવાડિયું.

**લડત,** સ્ત્રી૦ બે જણ અથવા બે પક્ષ વચ્ચેનો ઝગડો તે; તકરાર; ટંટો; કજિયો; મુકદમો. (૨) મારામારિયો ઝગડો; લડાઈ.

**લડથડવું,** ક્રિ૦ અ૦ શરીરની ધારણ સમતોલતા જતી રહેવાથી ઉથલી પડાવું; ગોથું ખાઇ જવું; અંબળાઈ–ઢળી પડવું; ધારણ તૂટવાથી પડીજવાવું.

**લડથડિયું,** ન૦ ગોઠિમડું; ગોથું; ગુલાંટ; અડબડિયું; લડથડી પડાવું તે. શરીરની ધારણ–સમતોલતા જતી રહેતાં ઉથલી પડાવું તે; સમતોલતા નહિ રહેવાથી આમ તેમ ડોલડોલા થઈ જવાવું તે.:–આ લડથડિયાં ખાતો કેમ ચાલે છે? પીધેલો છે કે શું?

**લડધું,** વિ૦ અલમસ્ત; લઠ્ઠ; ખાધેલ પીધેલ ને હૃષ્ટપુષ્ટ એવું તે.

**લડધો,** પું૦ લઠિયો; લઠિંગો; લઠ્ઠ. (૨) ખાધેલ પીધેલ તોરાની છોકરો તે.

**લડબડવું,** ક્રિ૦ અ૦ લટકી રહેવું; ટંગાઈ રહેવું; ઝુલવું; ઝુકવું. (૨) લાભ વગર

રહી–જવું; અરધે રસ્તે ગયા પછી નીચેનો આધાર જતો રહેવો અને નાસીપાસ થવું; નિષ્ફળ જવું. (૩) બાતલ રહેવું; નહિ લેખાવું; ઇચ્છા–ઉમેદનું અધુરે જવું.

**લડથડિયું**, ન૦ લથડી પડવું તે; ઠોકર ખાઇ પડવું તે. (૨) વિ૦ લડથડતું રહેતું હોય એવું.

**લડમલડા**, સ્ત્રી૦ લડાલડા તે. (૨) મસ્તી તોફાન.

**લડલાડ**, સ્ત્રી૦ લડાઈ; ટંટો; તકરાર; કજિયો; મારામાર; ઝગડો. (૨) બોલાબોલ.

**લડવું**, ક્રિ૦ અ૦ ગાળાગાળ કરવી; ખિજાવું; તકરાર કરવી. (૨) મારામાર કરવી; સામસામા હાથનો અને હથિયારનો ઉપયોગ કરવો; બળ બતાવવું; કાપાકાપી કરવી. (૩) બે જણે અથવા બે પક્ષવાળાઓએ પોતાનો મત–વિચાર સાબીત કરવાને મથવું; કજિયો–વાદવિવાદ ચલાવવો. પોતાનું સંસ્થાપન ખરું છે એમ બતાવવા કોઇ પણ રીતે બીજાની–વિરૂદ્ધવાળાની સાથે મોઢેથી કે હથિયારથી તોડ કાઢવાને મથવું તે.

**લડવૈયો**, પું૦ લડનારો; યોદ્ધો; શરવીર; સૈનિક-જોદ્ધ; સિપાઇ. (૨) લડાઈ લડવામાં પાવરધો તે; લડનાર–લડી જાણનાર; જેને લડતાં આવડતું હોય તે.:—ગુલામ અચ્છો લડવૈયો છે. કુસ્તીબાજ.

**લડસડવું**, ક્રિ૦ અ૦ સમતોલપણું નહિ રહેવાથી આમતેમ ઢળી પડાવું; લહેરથી મદથી પગ આમતેમ ફરી જવાને લીધે અડબડિયાં ખાવાં; ડોલતા લથડતા પગે ચાલવું. ઉ૦ લડસડતી ચાલે.

**લડંલડા**, સ્ત્રી૦ અંદર અંદર લડાઈ ટંટા કર્યા કરવો તે; બળમાઝુમી કર્યા કરવી તે; લડાલડ; બાઝંબાઝા; વઢંવઢા; કજિયો કંકાસ.

**લડાઈ**, સ્ત્રી૦ લડવું તે; બે માણસોએ અથવા સામસામા બે પક્ષોએ પોતપોતાના વિચાર અને હેતુઓ–સ્વાર્થો બર લાવવાને શારીરિક તેમજ માનસિક બળ એક બીજા સામે અજમાવવાં તે; ઝગડો; તકરાર. (૨) વાદવિવાદ; બોલાચાલી; ટંટો. (૩) કજિયો; મુકદ્દમો. (૪) બન્ને પક્ષે શસ્ત્ર લઈ એક બીજા સામે ભીડવું–મારામારી કરવી તે. અણબનાવ=બે ભાઈઓને લડાઇ છે. કંકાસ; ગાળાગાળ. સંગ્રામ; યુદ્ધ; જંગ.

**લડાઇખોર**, વિ૦ લડકણું; લડનારું; લડે એવા સ્વભાવનું.

**લડાક**, વિ૦ લડકણું. (૨) લડાયેલું; લાકડું.

**લડાયક**, વિ૦ લડકણું; લડકાં. (૨) લડવૈયું; લડી શકે એવું. (૩) લડવામાં કામ લાગે એવું; લડાઇના ખરનું:—લડાયક વહાણો.

**લડાલડ**, સ્ત્રી૦ સામ સામે લડાઇ કર્યા કરવી તે; લડમલડા; વઢાવઢી. (૨) રોજનો કજિયો તે.

**લડાલડી**, સ્ત્રી૦ લડાલડ; લડાઇ; વઢવાડ; ટંટો; ફિસાદ.

**લડાવવું**, ક્રી૦ સ૦ બે જણ લડે એમ કરવું; બઝાડવું. (૨) કુસંપ કરાવવો; કજિયો કરાવવા. (૩) લાડ કરાવવું; વહાલથી રમાડવું; કલાવવું; જે માગે તે આપી તથા જે કહે તે સદી ખુશીમાં રાખવું:—લાડ લડાવવાં; પંપાળવું; ફુલાવીફુલાવી રાખવું.

**લડુ**, ન૦ ગુંછળુ; આંટી. (૩) સોનીનું તાર ખેંચવાનું ઓજાર. (૪) લડ્ડુ, લાડુ; લાડવો; ગોળો.

**લઢણ**, સ્ત્રી૦ આચરણ; રીત; પદ્ધતિ. (૨) આદત; ટેવ. (૩) મહાવરો; બાધ.

**લઢવું**, જુ૦ લડવું.

**લણનાર**, વિ૦ કણસલાં તોડીને એકઠાં કરનાર; બાજરિયાં વગેરે વીણનાર; પાક ઉતારનાર.

**લણવું**, ક્રિ૦ સ૦ અનાજના છોડ ઉપરથી બાજરી, વગેરેનાં કણસલાં તોડવાં; દાણા

કાઢવા માટે કણસલાં એકઠાં કરવાં; પાકેલા છોડ પરનાં દાણિયાં ચુંટી લેવાં. (૨) ગુણ લેવો; સંઘરવું. (૩) ફળ પામવું; ભોગવવું. (૪) સાંભળવું; જાણીલેવું. (૫) થોડે થોડે ટિંણી વિણીને ભેગું કરવું.

**લત,** સ્ત્રી૦ વળી વળી અમુક કર્યા કરવાનું મન થવું તે; હમેશ મનમાં થયા કરતી ઇચ્છા–ભાવના તે; જેની તરફ વારંવાર લક્ષ જતું હોય તે ઇચ્છા કે મનનું વલણ તે. લેહ; ધ્યાન; લગની. (૨) આદત; ટેવ. (૩) વ્યસન; છંદ.

**લતા,** સ્ત્રી૦ [ સં ] વેલ; વેલી; એવી વનસ્પતિ કે જેના વેલા નિકળતા હોય તે.

**લતાગૃહ,** ન૦ [ સં ] વેલીનો માંડવો; વેલ મંડપ, જેની પર લીલી વનસ્પતિના વેલા ચઢેલા હોય એવી ઝુંપડી–કુંજ; કુટિ તે.

**લતામંડપ** પું૦ [સં] વેલનો માંડવો; કુંજ.

**લતાડ,** સ્ત્રી૦ યુક્તિથી ફરી જવું તે; ફરીને તોળવું તે; ફરી પાઘડી બાંધવી. (૨) છળ પ્રપંચ; તરકટ. (૩) ગોથ–ગોથ ખવડાવી પતંગને બીજી બાજુ ખેંચી લઈજવો તે.

**લતાડવું,** ક્રિ૦ સ૦ ખરાબ કરવું; માઠી હાલતમાં આણવું; કોઇ જાતની લતથી ખરાબ થયું હોય તેમ થવું. (૨) જુદે-જુદું તાકવું.

**લતિકા,** સ્ત્રી [ સં ] લતા; વેલ; વેલી; વેલાની વનસ્પતિ.

**લત્તાં,** અ૦ લુગડાંની સાથે જોડાઇને વપરાતો એક શબ્દઃ–લુગડાંલત્તાં લેવાં છે ?

**લત્તો,** પું૦ અમુક પ્રદેશ-જિલ્લા કે મહોલ્લાને લગતો અમુક નામે ઓળખાતો વિભાગ તે; મુલક, વસ્તી રાજ્ય અથવા ક્ષેત્રને લગતો ભાગ. (૨) મહોલ્લો; વાસ; પોળ–પાડો તે. (૩) જિલ્લો; વિભાગ, પ્રદેશ; ક્ષેત્ર.

**લથડપથડ,** અ૦ પાણીથી ભિંજાયેલ એમ; તરબોળ. (૨) અંટેવાળિયે આવે તેમ; લથડે અને પગે અથડાય એમ.:–વરસાદ આવ્યો તેથી લથડપથડ થઈ ગયો અને એવાં લથડપથડ કપડાં પહેર્યાં હતાં કે ચાલ (ચા)લ્યે અંટેવાળિયે આવે; સથરપથર; વેરણ છેરણ.

**લદબદ,** વિ૦ પ્રવાહીથી ભરપુર ભરેલું હોય એવું; ખૂબ પલળેલું-ભિંજાયેલું એવું. (૨) અ૦ લચકા જેવું હોય તેમ; કોઇ ઢીલા પદાર્થમાં હાથ પગ પડી ખરડાયાં હોય તેમ. (૩) લીન; તલ્લીન; ચકચૂર; મસ્ત.

**લદાવવું,** ક્રિ૦ સ૦ પીઠ પર ભરાવવું; ઉપર સિંચાવવું; પશુઓની પીઠ પર માલ નંખાવવો.

**લપ,** સ્ત્રી૦ પીડા; આપદા; સંતાપ; પંચાત; ઉપાધિ; લફરૂં. (૨) ચીકણો માણસ; માથું પકવનારો. (૩) અ૦ ઉપરા ઉપરી સપાટા બધ ઉપાડતાં થતો એવો અવાજ, ઉતાવળે બોલતાં થતો અવાજ; લપલપ એમ, ચટ, ચટ, ઝટ. ક્રિ૦ પ્ર૦ લપલપ કરવું=વચમાં બોલ બોલ કરવું તે.

**લપકારો,** પું૦ જીભ અથવા બીજા કોઈ અંદરના અવયવનું કે માંસ પેસીનું ઉતાવળે ધ્રુજવું તે.

**લપકો,** પું૦ ચીકણા ગંદા પદાર્થનો લોચો; ગળફો. (૨) લોંદો; લચકો. નરકનો. (૩) મહેણું; ટાણો. ક્રિ૦ પ્ર૦ લપકા તોડવા= ટાણા મારવા. બોલચાલમાં અને કામકાજમાં દોષ કાઢ્યા કરવા.

**લપકોઝપકો,** પું૦ તાણખેંચ; સહેજ કોઇ કામ થયું ન થયું કરી નાંખવું તે; ઝટાઝટ કંઈક બનવું બનાવવું તે. (૨) સહેજસાજ એમ; થોડું ઘણું એમ.

**લપછપ,** અ૦ ધામધેલ; પેસનિકળ; લટપટ.

**લપટ,** સ્ત્રી૦ ઝપટ; ઝુંટ (૨) તલપ. (૩) ધીમે ધીમે ચઢવું તે; લહેર (૪) પેચ; ફાંદો. (૫) એકાએક સુગંધિ ઉડી આવવી તે.

**લપટ,** વિ૦ તલ્લીન; એકતાર; મગ્ન. (૨) એકદમ અતિ ચિકાશને લીધે ચોંટેલું હોય

એવું; સજ્જડ વળગેલું–બાઝેલું હોય તેવું. અત્યંત ચીકણું; ચીવટ.:–ચીકણું લપટ. ચોંટી જાય એવું.

**લપટઝપટ,** સ્ત્રી૦ ઓચિંતી ઝડપ–ઝૂંટ મારવી તે. (૨) લાપોટઝાપોટ; લપ્પડથપ્પડ. (૩) જે કંઈક થોડું ઘણું થવું–હાથ આવ્યું તે ખરું એમ.

**લપટવું,** ક્રિ૦ સ૦ લપેટવું; વિંટાળવું; ગુંડાળવું; એકાદ બીજાની આસપાસ ચારે બાજુ લુગડું કે કાગળ વિંટાળવાં. (૨)આંબળામાં લેવું; પેચમાં–વળમાં ગુંચવીનાંખવું; વિંટલાઈ જાય એમ કરવું.

**લપટાવું,** ક્રિ૦ અ૦ ચોંટી જવું; લીન થવું; ગુલતાન થઈ જવું. (૨) જાળમાં–ધંદામાં જવું; ફસાવું; લાલચમાં પડવું; ગુંથાઈ જવું; વળગી રહેવું. (૩) આંબળો આવ્યો હોય તેવું થવું; ચિકાશમાં ખરડાવું.

**લપટું,** વિ૦ ઢીલું; રમતું; પેચમાં બરોબર પકડ રાખે નહિ એવું; અંદરના ગાળાને નહિ બેસતું; ગાળા–કાણા કરતાં પાતળા કદનું; ઢીલા થઈ ગયેલા ફેરનું અથવા પેચનું તે. (૨) ચીકણું; લીસું; નરમ. (૩) લાલચું; લોલુપ; સહેજમાં અનુકૂલ થઈ જાય એવું. (૪) લાસરિયું.

**લપડવું,** ક્રિ૦ સ૦ [ सं लिप ] ચોપડવું; ચીકણું લગાડવું; લપરડવું; લપેડવું; લેપન કરવું.

**લપડાક,** સ્ત્રી૦ તમાચો; લાપોટ; ધોલ. (૨) દાવ; મહેણું; ટાણો. ક્રિ૦ પ્ર૦ લપડાક–મારવી=ટાંચો મારવો; ચોકનો ચોઢવો; ફટકો મારવો; બનાવવું.

**લપરડવું,** ક્રિ૦ સ૦ લપેડવું; ચોપડવું; લગાડવું; લેપન કરવું; ખરડવું.

**લપરકો,** પું૦ ગાઢા પ્રવાહીનો લેપ; જાડી ને ચીકણી ચીજનું લેપન તે; ઓપરાળો.

**લપલપ,** અ૦ ચપચપ; ઉપરા ઉપરી લપલપ એવો અવાજ થાય તેમ; ઝડપથી; ઝડપથી; જીભ હાલ્યા કરતી હોય તેમ.:–લપલપ ખાઈ ગયો. (૨) સ્ત્રી૦ વલવલાટ; બકવાદ; બડબડ.:–લપલપ ના કર.

**લપલપાટ,** પું૦ લપલપ કરવું તે; ઉતાવળે સમજ્યું ન સમજ્યું બોલબોલ કરવું તે; બકબકાટ; લવારો; બોલબોલ. (૨) ઝટ ઝટ જેમતેમ ઉતાવળે કરી નાંખવું તે.

**લપલપિયું,** વિ૦ લપલપ કરનારૂં; ઉતાવળિયું; ઉત્પાતિયું. (૨) લવરીખોર; બોલકણું.

**લપવું,** ક્રિ૦ અ૦ સંતાવું; છુપાવું.

**લપસણું,** વિ૦ લપસી જવાય એવું; સરકણું; પગ ખસી જાય એવું; લીસું.

**લપસવું,** ક્રિ૦ અ૦ સરકવું; ખસી જવું; સરવું; પગ નહિ ઠરવો; પડી જવાવું.

**લપસિંદર,** ન૦ ઘણું લાંબું ને ટાયલું એવું તે; ખૂબ લાંબું; કંટાળો આપે એવું.

**લપાટિયો,** પું૦ બુસટિયો; લપડાક મારનારો.

**લપાવું,** ક્રિ૦ અ૦ ઓઠે ભરાવું; આશ્રયમાં સંકોરાઈ બેસવું; સંતાવું; છુપાવું; અંગ સંકોચી બીજાના ઓઠામાં ભરાઈ બેસવું.

**લપુકલપુક,** અ૦ ડરથી મનનું–અંગનું ઉઘડવું ને સંકોચાવું તે; ભયથી મન અને ગાત્ર ઉપર થતી અધીરતાની અસર તે. લબુકલબુક; ભયની થરથરાટી.

**લપુડું,** વિ૦ જેના પેટમાં વાત રહે નહિ એવું; લપલપિયું; વેવલું; અલાવડું. (૨)

**લપુ લપુ,** અ૦ લપુક લપુક; મન અને ગાત્રનું સંકોચાવું ને વિસ્તૃત થવું તે; ભયની અસર.

**લપેટવું,** ક્રિ૦ સ૦ ઢંકાય તેમ વિંટાળવું; ઓટી લઈ ઢાંકવું; પડમાં ઘાલવું; કોઈ વસ્તુ ઉપર લુગડું કે કાગળ વિંટવા તે; ઢાંકી દેવું; વેષ્ટન કરવું. (૨) સંડોવવું; સાથે જોડવું; સામેલ કરવું; ફાંદામાં લેવું; ગુંથવવું.

**લપેટાવું**, ક્રિ૦ અ૦ વિંટાવું; ઢંકાવું; વિંટાઇને વિંટાઇ જવું; વેષ્ટિત થવું; બીજા ઉપર આસપાસ ચિકટાઇ જવું. (૨) સામેલ થવું; ગુંચાઇ જવું; સાંસામાં પડવું

**લપેટો**, પું૦ એવો પટો અથવા કોર કે જેમાં રેશમના તાર કરતાં કસબ–જરી–વધારે હોય; ખૂબ કસબવાળું વણતર તે; કસબથી લપેટી લીધેલા તારનો વણાટ તે; રેશમ કે સુતર જેમાં કસબથી બિલકુલ ઢંકાઇ ગએલું હોય એવું તે.:–લપેટાની સાડી. લપ્પો. (૩) આચ્છાદન; ઢાંકણ; આવરણ.

**લપેડવું**, ક્રિ૦ સ૦ જાડું ચોપડવું; ખરડવું; લિંપાય એમ કરવું.

**લપેડાવું**, ક્રિ૦ અ૦ ચોપડાવું; ખરડાવું.

**લપેડ**, વિ૦ ચોંટી જાય એવું; ખૂબ ચીકણું; ઓવટ. (૨) સ્ત્રી૦ ચીકણું–કંટાળો આપે એવું કામ; પંચાત.

**લપૈડવું**, ક્રિ૦ સ૦ જાડું ચોપડવું; જાડું લિંપવું; જાડો લેપ ચઢી રહે એમ કરવું; લગાડવું; ખરડવું; ગંદું કરવું. (૨) લેપમાં ઢાંકી દેવું. (૩) સંડોવવું; સામેલ કરવું: સાથે જોડી દેવું; બીજાની ભેગું લઇ લેવું.

**લપૈડો**, પું૦ જાડો લેપ; ઓઘરાળો; જાડા પ્રવાહીનો લીટો–પટ તે; ચીકણા જાડા પ્રવાહી વગેરેનો લાંબો લેપ.

**લપોડ**, વિ૦ બુદ્ધિ કે સારી સમજ વગરનો મૂર્ખ; અણસમજુ. (૨) જુઠો; સમજ કેળવણી વગરનો; ધોરણ–ચારિત્ર્ય રહિત; ઇજ્જત ને ભોજ વગરનો. રૂ૦ પ્ર૦ લપોડશંખ–મોટો ને બહુ બોલો મૂર્ખ.

**લપોડો**, પું૦ મોટી ઉંમરના પુરુષની ઇંદ્રી.

**લપ્પડ**, વિ૦ લપટાઇ જાય એવું; ચીકણું; ચોંટી ચોંટી જાય એવું. (૨) સ્ત્રી૦ થપ્પડ; લપડાક; ધોલ; લપેડ.

**લપ્પનછપ્પન**, સ્ત્રી૦ સમાઇ છુપાઇને કરવું તે; છુપી ધાલમેલ; કોઇ જાણે નહિ તેમ અહિંનું તહિં–આઘુંપાછું ને ઉંધુંચતું કરવું તે; છુપું કામકાજ–વ્યવહાર; છાનો સંબંધ તે; ખાનગી લાગતું વળગતું રાખવું તે. (૨) સાફ ખુલ્લું–ઉઘાડું નહિ તે; સ્પષ્ટ ને જાહેર નહિ તે.:–કોઇની સાથે લપ્પનછપ્પન રાખવી નહિ; છાનું જુઠાણું. (૩) બહાનું, નિમિત્ત; ઢોંગ. (૪) અ૦ છુપાછુપ ચાલતી લેવડ દેવડ; છાની ધાલમેલ; ખાનગી કહેતાકહેતી વગેરે તે.

**લપ્પાદાર**, વિ૦ લપ્પો, લપેટો ચઢાવેલું એવું; ખૂબ કસબ–જરીવાળું; પુષ્કળ ભારેજરીની ભરચકતાવાળું.

**લપ્પો**, પું૦ ખૂબ–ભરપુર કસબ ચઢાવેલો હોય એવો પટો–કોર તે; કસબથી ખૂબ લપેટેલું હોય એવું તે; ભરચક કસબવાળો વણાટ તે.:–લપ્પાની સાડી–લપ્પાનીકોર.

**લફડલફડ**, અ૦ આમ તેમ લબડલબડ થતું હોય તેમ; લટકતું ને ફડફડ થતું હોય તેમ. (૨) ઝુલતું; લબડતું; આમ તેમ લટકતું રહેલું હોય એવું. (૩) ડોલતું; ફરફરતું; ડગમગતું; અંટેવાળિયે આવતું અથડાઇ વિંજાતું; લફડફફડ.

**લફડખંધુ**, વિ૦ સીધું પણ સ્વભાવે ધૂર્ત એવું; સાદું છતાં ધૂર્ત.

**લફડતું**, વિ૦ આમ તેમ છુટું અને લબડતું હોય તેવું; લટકતું; લબડતું; ઝુલતું ને ફફડતું; અંટેવાળિયે આવતું; પગે અથડાતું–આડે આવતું.

**લફડવું**, ક્રિ૦ અ૦ લબડવું; આમ તેમ લબડ્યા કરવું; આડે આવે, અથવા અથડાય એમ લટકવું; નીચે અડતું–તણાતું રહે એમ લબડવું; લફડલફડ થવું તે; લબડાવું; અંટેવાળિયે આવવું.

**લફરું**, અ૦ કામમાં આડે આવે એવું તે; કામમાં પીડા–સમાન–કંટાળો ઉપજાવે એવું અને અણગમતું તે; ઝટ [illegible] છૂટે

નહિ એવું તે. (૨) નઠતર; ખેંત. (૩) પજવે, દુઃખી કરે ને કંટાળો આપે એવું માણસ, કામ વગેરે તે; સાથે વળગેલું—ન છોડી દેવાય એવું છતાં પજવે કંટાળો આપે તે. (સ્ત્રી છોકરાં પરિવાર વગેરે તે.) :—સાગે આ લફરૂં ક્યાંથી લાવ્યા? અણગમતું એવું તે—સૌ.

**લફરૂં**, ન૦ નાકના ચીકણા મળનો લોંદો; લિંટનો લપકો; નાકનો મળ.

**લફંગાઈ**, સ્ત્રી૦ લફંગાપણું; લુચ્ચાઈ; ઇજ્જત—આબરૂની દરકાર વગર અનીતિએ ચાલવાપણું તે; નફટતા; ઉદ્ધતાઈ; બેશરમીપણું. (૨) ધૂર્તતા; રીતભાત નીતિરીતિ તેમજ સત્યાસત્ય જોયા વગર સ્વચ્છંદે ચાલવું તે.

**લફંગાવેડા**, પું૦ લફંગાની માફક વર્તવું તે; લફંગાઈ કરવી તે; લફંગી વર્તણુક તે. ગમે તેમ બોલેલ અસત્ય બોલવું; ઉદ્ધતાઈથી અનીતિએ વર્તવું વગેરે આચરણો તે.

**લફંગું**, વિ૦ જેની લુચ્ચામાં સાખ હોય એવું; જુઠું; નિર્લજ, અને નીતિભ્રષ્ટ તે; ઠેકાણા—વિશ્વાસ વગરનું; અસત્ આચરણવાળું. (૨) ખંધું; પાકું. (૩) કપટી; દગલબાજ.

**લબ**, પું૦ [ फा. ] ઓઠ. (૨) લાળ; મુખમાંથી નિકળતું પ્રવાહી. (૩) અ૦ લપ; એવો અવાજ; ઉતાવળે હાલતાં—ધ્રુજતાં થતો એવો અવાજ. (૪) ઝટ.

**લબલબ**, અ૦ લપકે લપકે; ઝટઝટ; ઉતાવળે ચાટતાં થતો એવો અવાજ.

**લબલબકે**, અ૦ દમમાં લેવું; ધમકાવીને—બીકથી કામ કરાવવું ધ્રફો દેવો તે બળાત્કારે; જોરથી; દબાણ; નામરજીએ.

**લબડવું**, ક્રિ૦ અ૦ ઉપરના આધારે નીચેની તરફ ઝુલતા રહેવું; લટકવું; ટંગાઈ રહેવું; ઝોલાંખાવાં; ઝુલવું; અદ્ધર રહેવું. (૩) ધ્યેય—હાથમાંથી જતું રહેવું; ધારેલું અરધેથી તૂટીજવું; નિષ્ફળજવું.

**લબડાવવું**, ક્રિ૦ સ૦ લબડે એમ કરવું; લટકાવવું; ઉપરથી ચીકટાવી નીચેથી ઝુલતું રહે એમ કરવું; ટાંગવું; ઝુલાવવું. (૨) આશા ભંગ કરવું; નહિ સફળ થવા દેવું; નાસીપાસ કરવું.

**લબતરૂં**, વિ૦ પોચું અને સુંવાળું; નરમ; સ્નિગ્ધ. (૨) કૌવત વગરનું; પાતળું; કૃશ; ક્ષીણ; નબળું; લબોતરૂં.

**લબાચિયો**, વિ૦ ચિંથરિયો; લુગડાંના ચુંથા રાખનારો.

**લબાચો**, પું૦ મેલાં ફાટેલાં લુગડાંના લોચાનો જથો; જેવાં તેવાં લુગડાં વગેરેનું પોટલું; ડુચાનો જથો તે. (૨) લુગડાં, ડુચા; વગેરે જેવો તેવો સર સામાન અને કપડાંનો જથો તે.:—આ તારો લબાચો લઈજા.

**લબાડ**, વિ૦ [ म ] જુઠું; અસત્ય બોલનારૂં.

**લબાડી**, સ્ત્રી૦ જુઠ; જુઠાણું; અસત્ય.

**લબુલબુ**, અ૦ અવયવનું ભયને લીધે શિથિલ થવું તે થરથરવું; અંતરની બીકે અવયવનું ઢીલા થઈજવું તે; વેપથુ; થરથરાટી; ઢીલા પડી જવું તે. લપુકલપુક થવું તે. 'શું થશે ને શું નહિ' એવા ભયના વિચારે મન અને શરીર ઉપર થતી અસર તે.:—ગામમાં વાઘ મારવાની વાતો કરતા હતા પણ જંગલમાં આવ્યા એટલે લબુલબુ થઈ ગયા.

**લબુકલબુક**, અ૦ લબલબ; લપલપ; લબુલબુ થવું તે.

**લબુકિયાં**, ન૦ લબુલબુ થવું તે.

**લબોત્રું**, ન૦ મોં; મોઢું; માથાનો આગલો ભાગ. (૨) ડાચું; આંખો નીચેનો ગાલ ને જડબાનો ભાગ તે:—પોલ મારી લબોત્રું ફેરવી નાંખીશ.

**લબ્ધ**, વિ૦ [ सं. ] મળેલું; પ્રાપ્ત; મેળવેલું.

**લબ્ધિ**, સ્ત્રી૦ [ સં. ] પ્રાપ્તિ; લાભ; ઉપજ; મળવું તે.

**લભ્ય**, વિ૦ [ સં. ] મળે એવું; પ્રાપ્ત થઈ શકે એવું; પહોંચાય; લેવાય એવું તે.

**લમણું**, ન૦ ગાલની બાજુનો કાન આગળનો માથા નીચેનો ભાગ તે; કપાળનાં બે પડખાં તરફનો ભાગ—અવયવ પ્રદેશ તે.

**લય**, પું૦ [ સં. ] નાશ; વિધ્વંસ; પાયમાલી. (૨) જગતનો નાશ તે; પ્રલય. (૩) ગળીને એક થઇ જવું તે. ( ૪ ) એકાગ્રતા; કોઇ બાબત-વસ્તુમાં લીન થઇજવું તે; એકલક્ષતા. ( ૫ ) ગાયનમાં સૂરની જે એકતારતા તે; સ્વરની એકતાલતા—ઐક્ય તે. સ્વરનું ધીરે ધીરે એકાકારતામાં વિરમવું તે; વિરામ.

**લયાનત**, સ્ત્રી૦ (ન૦) ગેરિયત; શરમ; લાજ. (૨) ધિક્કાર; ફટકાર; ફટ. (૩) કુદુઆ. લ્યાનત.

**લલકાર**, પું૦ આનંદ ભેર લાંબો સૂર કાઢી ગાવું તે; આનંદે છુટે મોંએ સૂર કાઢવો તે; આનંદી—લલિત લાંબા સૂરનો સણસણાટ તે. (૨) લલિત ધ્વનિ; થનથનાટ તે.

**લલકારવું**, ક્રિ૦ સ૦ આનંદભેર લાંબે સ્વરે ગાવું; છુટે મોંએ—આનંદી કંઠે સ્વર તાણવો; મોટે રાગે સૂર ખેંચીને ગાવું તે.

**લલચાવવું**, ક્રિ૦ સ૦ લાલચમાં નાંખવું; લાલચ આપવી; લલચાય—લોભાય તેમ કરવું; મળવાનું મન કરે એમ કરવું. (૨) ભમાવવું. (૩) મોહિત કરવું; આકર્ષવું.

**લલચાવું**, ક્રિ૦ અ૦ લાલચમાં પડવું; લોભાવું; ચાહેના થવી; લોભમાં લેવાવું. (૨) મોહિત થવું; પ્રેમ લાગવો.

**લલના**, સ્ત્રી૦ [ સં. ] વિલાસી—લહેરી—ક્રીડાસક્ત સુંદર નાજુક સ્ત્રી તે; રસિક અને વિલાસી સ્ત્રી; જુવાન, પ્રેમ ઘેલી રંગીયાળી બાળા તે.

**લલંતિકા**, સ્ત્રી૦ [ સં ] નાભી લગી લટકતી રહે એવી લાંબી માળા તે; મોટો અને લાંબો હાર; કંઠી.

**લલાટ**, ન૦ [સં.] કપાળ; ભાલ. (૨) નસીબ; ભાગ્ય. લલાટલેખ=ભાગ્યલેખ. છઠ્ઠીનો લેખ.

**લલાટિકા**, સ્ત્રી૦ [ સં. ] સ્ત્રીઓના કપાળ પર પડી રહે એવું જડિત્ર ઘરેણું; દામણી; લલાટભૂષણ.

**લલિત**, વિ૦ [ સં. ] રંજન કરે એવું; ખુશકારક; આનંદ ઉપજાવે એવું. (૨) સુંદર; મનોહર; છબીલું. (૩) ચંચળ; અસ્થિર; હાલતું; કંપિત, કાંપતું. (૪) નાજુક; કમળું; રઢિયાળું; રોચક. (૫) એક રાગ—છંદ.

**લલિતા**, સ્ત્રી૦ [ સં ] રસિક, સુંદર ને નાજુક સ્ત્રી; લલના; મનોહર તરૂણ સ્ત્રી. (૨) રાધાની એક સખી.

**લલુતા**, સ્ત્રી૦ લાલચ; ચાહેના; લોભ; તૃષ્ણા; કોઇ ચીજ મેળવી લેવાની મોટી આતુરતા—ઇચ્છા તે; આશા; આકાંક્ષા.

**લલુપતા**, સ્ત્રી૦ લાલચ; લલુતા; તૃષ્ણા.

**લલુપતાં**, ન૦ લાડકાં સવાસલાં; ઓવારણાં; ખુસામતિયાં વખાણ. (૨) અલાવડાં; હાજીહા કરવું તે; સારૂં લાગે અને ખુશ થાય એમ કરવું તે. (૩) લાડ; વહાલ ભર્યાં મનવણાં; પ્રેમથી ખુસામતથી ફુલાવ્યા કરવું તે. બહુ પ્રેમ અને વાત્સલ્યની શુભેચ્છાઓવાળાં લાડકાં વર્તન તે.:—લલુપતાં કરશો તો છોકરાં બગડશે. લલોપતાં.

**લલ્લો**, પું૦ લકાર; લ, એવો અક્ષર અને ઉચ્ચાર તે.

**લવ**, પું૦ [ સં ] કણ; દાણો; અણુ. (૨) અંશ; ભાગ. (૩) નિમેષનો સોળમો ભાગ. (૫) લવારો; બકબકાટ. (૫) વિ૦ લગાર; જરા; થોડુંક; લવલેશ.

**લવણ**, ન૦ મીઠું; લુણ; નિમક. (૨) તેજ; નૂર; કાંતિ. (૩) બાહોસી; હોશિયારી.

**લવરી,** સ્ત્રી૦ [ સં. લપ્ ઉપરથી. ] વગર સમજે તેમ સંબંધ વગર ગમે તેમ બોલ બોલ કરવું તે; બકવા; લવારો. રોગના જોરમાં, કેફમાં કે મગજના બગાડાથી સંબંધ વગર અતિશય બોલ બોલ કરવું તે, ક્રિ૦ પ્ર૦ લવરીએ ચઢવું=વગર સંમજ અને સંબંધનું બોલબોલ કરવું: ગમે તેમ બોલ્યા કરવું; મગજની સમતા વગરનો બકવાદ.

**લવલવ,** સ્ત્રી૦ લવરી; બકવા; લવારો.

**લવલવવું,** ક્રિ૦ અ૦ નકામું લાભવગરનું બોલ બોલ કરવું; વગર સમજે સંબંધ વગરનું જેમ ગમે તેમ બોલ્યા કરવું; લવરી-લવારો કરવો તે; બકવું; નિરર્થક બબડયા કરવું.

**લવલવાટ,** પું૦ લવરી; બકવા; લવલવ-લપ લપ કરવું તે.

**લવલી,** સ્ત્રી૦ [સં.] એક જાતની વેલી; લતા.

**લવલેશ,** વિ૦ જરાક; કંઇક; કિંચિત્; તલમાત્ર.

**લવવું,** ક્રિ૦ અ૦ લવારો કરવો; વગર કારણે વગર સંબંધનું બોલબોલ કરવું; બકવું; બડબડવું.

**લવંગ,** [ સં. ] એક જાતનો ગરમ તેજાનો અને તેનું ઝાડ તે; લવિંગ. લવંગલતા. લવંગિયું=વિ૦ લવંગ જેવું નાનું ને તીખું. (૨) ના૦ કર્ણાભૂષણ.

**લવંત્રી,** સ્ત્રી૦ લવરી.

**લવાજણ,** [ સં. લાવણ્ય ] બોલવા ચાલવાની લાયકી તે; વિવેક; મર્જાદા બોલીની મિઠાશ; રીતભાત-આચાર વર્તણુક વગેરે માં લાયકી ને મિઠાશ-મુલાયમપણું તે.

**લવાજમ,** ન૦ [ અ. ] અમુક મુદતે આપવાની રકમ તે; વરસુંદ; મુકરર કરેલો મુદતનો દર-ભાવ કે મૂલ તે. (૨) મજુરી; કામનો બદલો; મજુરી; હકસાઇ. ( ૩ ) હપતે આપવામાં આવતું નાણું તે.

**લવાદ,** પું૦ [ અ. ] પક્ષકારો વચ્ચે પડેલો વાંધો પતવી આપનાર; પંચાતિયો મધ્યસ્થ બેઉ પક્ષની વાત સાંભળી તોડ લાવી આપનાર પંચ.

**લવાદી** સ્ત્રી૦ લવાદનું કામ તે; તકરારની પતવણી સંબંધી પંચાત તે.

**લવાર,** પું૦ લુહાર; લોઢું ગાળવા ને ઘડવાનો ધંધો કરનારા લોકની નાત તે. લવારવાડો =લવારવાસ; લુહારવાસ; લુહારોનો મહોલ્લો તે. કહે૦ લવારવાડે સોય વેચવી. જ્યાં જેની કિમ્મત નહિ ત્યાં તેનો ભાવ કરવો; સ્થાન પસંદગીની અનાવડ-મૂર્ખતા.

**લવારી,** સ્ત્રી૦ લવારો; બકવાદ; લવલવ, મિથ્યા ભાષણ.

**લવારૂં,** ન૦ બકરીનું બચ્ચું. (૨) ધાવણું બાળક.

**લવારો,** પું૦ લવારી; બકવાદ; લવલવ.

**લવિંગ,** ન૦ લવંગ.

**લવિંગિયું,** વિ૦ લવંગ જેવું નાનું અને તીખું. (૨) ન૦ કર્ણાભૂષણ; લવંગ જેવું નાજુક કાનની બુટનું ઘરેણું.

**લવજ,** પું૦ [ અ. ] શબ્દ; બોલ.

**લવ્વો,** પું૦ લકઓ; લોઓ; મશ્કરો; વિદૂષક. (૨) બોલવા માટે જીભના છેડાનું સારી રીતે હાલવું તે; જીભનો લોળો; જીભની હિલચાલ તે:-હવે બોલતાં લવ્વો=લવો વળતો નથી. સ્પષ્ટ ઉચ્ચાર કરવાને ઇચ્છા પ્રમાણે જીભ હલવી શકાવી તે.

**લશ્કર,** ન૦ [ ફા. ] લડનારા માણસોનો સમૂહ તે; લડવૈયાનું ટોળું-સમુદાય તે; સેન; ફોજ. ( ૨ ) ઝુંડ; ટોળું; માણસો વગેરેનો મોટો સમૂહ તે; જૂથ.

**લશ્કરી,** વિ૦ લશ્કર સંબંધી; સૈનિક; ફોજનું.

**લસણ,** ન૦ [ સં. લશુન ] ઉગ્રવાસવાળો એક કંદ; કળીદાર કંદ. મસાલા અને ઓસડમાં એનો ઉપયોગ થાય છે.

**લસણિયું**, વિ૦ લસણની મેળવણીવાળું; જેમાં લસણ મેળવેલું હોય એવું. (૨) લસણ જેવું; લસણની કળીના આકાર અને રંગનું.

**લસણિયો**, પું૦ લસણની કળીના જેવા રંગનું નંગ, કિમતી પત્થર હીરો તે.

**લસતું**, વિ૦ શોભતું; સુંદર. (૨) ઢીલું; નરમ.

**લસરક**, અ૦ ખૂબ લાંબું એમ.:–લાંબું લસરક.

**લસરકો**, પું૦ લાંબો લીટો; આંકો; ઉઝરડો; કાપ; રેખા. (૨) સપાટી ઉપર લંબાણે ઘસવું તે; ઘસરકો.:–બે લસરકા સુંઠ ઘસી આપ.

**લસલસતું**, વિ૦ સુંવાળું અને સ્નેહથી ભરપુર; તાજું, તાતું ને ઘીથી ભરેલું.:–લસલસતી લાપસી. (૨) ચળક ચળક થતું; તેજ મારતું ને લલિત લાગતું. (૩) મોજમાં ડોલતું નાચતું હોય એવું; સ્નિગ્ધ; મધુર; ભરપુર ભરેલું.

**લસલસવું**, ક્રિ૦ અ૦ સ્નેહથી ભરપુર હોવું. (૨) તેજથી–કાંતિથી ચળકવું; તેજ મારવું. (૩) મોજમાં–આનંદથી ડોલવું–નાચવું.

**લસલસાટ**, અ૦ લસલસ, શ્વાસ ચાલતો હોય તેમ; સારી રીતે ઉંઘાતું હોય તેમ; નિર્ભ્રાન્ત નિદ્રા આવી રહેલી હોય તેમ.:–તે લસલસાટ ઉંઘ્યો. સારી રીતે; કંઈપણ ખલેલ વગર; પૂર્ણ શાંત એમ. ઘસઘસાટ; શ્વાસની ઘોર બોલે એમ.

**લસવું**, ક્રિ૦ અ૦ ચળકવું; ઝળાંઝળાં થવું. (૨) શોભવું; ખલવું; સારૂં લાગવું. (૩) રમવું નાચવું; થનથન થવું. (૪) સરીજવું; સરકવું.

**લસોટવું**, ક્રિ૦ સ૦ લસરકે વાટવું; ઘસીને વાટવું; ઘુંટવું પીસવું; ઝીણું કરવું; ખૂબ બારીક થાય–મુલાયમ થાય એમ કરવું.

**લહકો**, પું૦ ખાવાની ટેવ–ભાવ તે; જિહ્વાસ્વાદ; ચોહ; લગની. (૨) ચાળો; મરોડ.

**લહર**, સ્ત્રી૦ લહેર; તરંગ; મોજું; નાની છોળ.:–પાણીમાં કેવી લહર આવ્યા કરે છે. (૨) ઝાપટ; ફરકું; મંદ પવન આવવો–લાગવો તે.—શીળા પવનની લહર. (૩) તુરંગ; ઉભરો; વેળ.:–બાઈ તો લહર આવે તેમ નાચે એવા છે. (૪) આનંદની ખુસાલી મોજમઝા.:–એને લહર છે, શા માટે મુઝી જેવો રહે.

**લહરી**, સ્ત્રી૦ તરંગ; મોજું; ધીરી નાની છોળની પરંપરા તે.–સરોવરમાં રૂપાના લાટ જેવી લહરીઓ આવી રહી હતી.

**લહવું**, ક્રિ૦ અ૦ લહેવું; જાણવું; સમજવું.

**લહાણ**, ન૦ ફળ; લાભ; નફો; પરિણામે જે કંઇ ફળ પ્રાપ્તિ થવી તે.–તોફાન કર્યું તેમાં શું લહાણ મળ્યું, ખાલી ફજેત થયા. (૨) કમાઈ; આયપત.

**લહાણી**, સ્ત્રી૦ શુભ કાર્યમાં, ઉત્સવના મેળાવડામાં તથા રમત ગમત અને ગાયન વગેરેમાં ભાગ લેનારને કંઈ બક્ષીસ આપવી તે; લહાણું આપવું તે; સમામિની ભેટ; ઇનામ.:–ગરબો માંડીએ તો લહાણી લહાવી પડે. (૨) બક્ષીસ ભેટ–ઇનામની ચીજ–વસ્તુ તે.

**લહાણું**, ન૦ લાણું: લ્હાણું. એક વર્ણના વર્ગના અથવા નાતના દરેક ઘર જન અથવા કુટુંબ દીઠ ભેટ–બક્ષીસ આપવી તે; બક્ષીસની વસ્તુ. પોતાના વર્ગમાં નાતમાં નામ રાખવા માટે ધાતુપાત્ર વગેરેની વહેંચણી કરવામાં આવે છે તે. એથી કુટુંબ કે વ્યક્તિત્વની ગણતરી અને પિછાન થાય છે.:–તમારી નાતમાં કેટલાં લહાણાં નોતર્યાં છે ? રૂ૦ પ્ર૦ લહાણુંનોતરૂં=વ્યક્તિત્વની ગણના, એક વર્ગ–સમૂહના ઘટકાવયવ તરીકે ગણના તે.

